વિદ્યા વિનોદી વિનોદ માળા. નં૦—૧.

# કથા-વિનોદ.

(ઐતિહાસિક, સાંસારિક, નૈતિક કથાઓના સંગ્રહ.)

યોજક,

## ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

## શ્રી વિદ્યા-વિનોદી મિત્ર મંડળ.



કરાંચી:
બંદર રોડપર આવેલા "સ્વદેશી" છાપખાનામાં
પ્રિન્ટર ડોસાભાઈ કહાનજી એ છાપ્યું.

સંવત ૧૯૬૪. ઇ૦ સ૦ ૧૯૦૭.

મૂલ્ય રૂ૦ ૦-૮-૦.

વિદ્યા વિનોદી વિનોદ માળા. નં૦—૧.

# કથા-વિનોદ.

(ઐતિહાસિક, સાંસારિક, નૈતિક કથાઓનો સંગ્રહ.)

યોજક,
ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કર.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
શ્રી વિદ્યા-વિનોદી મિત્ર મંડળ.



કરાંચી:
બંદર રોડપર આવેલા "સ્વદેશી" છાપખાનામાં
પ્રિન્ટર ડોશાભાઈ કહાનજી એ છાપ્યું.

સંવત ૧૯૬૪. ઇ૦ સ૦ ૧૯૦૭.
મૂલ્ય રૂ૦ ૦-૮-૦.

# અર્પણ પત્રિકા.

પરમપૂજ્ય શ્રીમાન,

શેઠ હરિદાસ રામદાસ મોરારજી—કરાચી.

બીજા કોઇ પણ કાર્યને ઉદ્દેશી નહિ, પણ
મ્હારી બાલ્યાવસ્થાથી આપ મ્હારા તરફ
પ્રેમ-દ્રષ્ટિથી જોતા આવ્યા છો; મ્હારા
વિદ્યાભ્યાસમાં-[illegible] શ્રેયસ્કર પંથમાં
સરળતા કરી તથા બીજા અનેક
કાર્યોમાં [illegible] સરળતા કરી-
[illegible] એ સર્વ સંભાળી આ
પુસ્તક આપને વિનય-
ભક્તિ પૂર્વક સમર્પણ
કરૂં છું, એ સ્વીકારી
મ્હને કૃત કૃત્ય
કરશો.

લી.

હું છું તમારો નમ્ર સેવક,

યોજક.

# પ્રસ્તાવના.

--◆◆◆◆--

નવલકથાઓ આજના વાંચક વર્ગનું પ્રિય વાંચન થઈ પડેલછે. કેટલાએક વિદ્વાનો પણ નવલકથાને આનંદથી વાંચતા જોવામાં આવેછે; તેમજ ત્હેના લેખકોની પણ દિન પ્રતિદિન વૃદ્ધિ થતી જોવામાં આવેછે, તેઓ શાસ્ત્રીય વિષયોનો પણ ક્રમ સાંધી સાધારણમાં સાધારણ નાટકો-આદિ વિષય—સ્થાનોમાં બનતા બનાવો નવલ કથાઓમાં ઉતારી દેછે.

પાત્રોના ગુણ-સ્વભાવમાંથી બોધ આપી, સ્થળ-વર્ણનમાંથી, સૃષ્ટિના સૌંદર્યમાંનું યથાર્થ દર્શન કરાવનારી નવલ કથાઓ દરેક વ્યકતી, સ્ત્રી-પુરૂષ સર્વને આનંદરુચિની થાય તો તે ઇષ્ટછે, પણ અન્ય ભાવના પરત્વે એજ નવલ કથાઓ બહુધા જન-સમાજની અનીતિમય લાગણીઓનું પોષણ કરતી, વાંચકોને અનીતિનાં ઘોર અંધકારમાં ધકેલી દે તે નવલ કથાનું યથાર્થ દર્શન કહી શકાય નહિ. આવી કથાઓ લખનારનો અમુક વર્ગ સર્વ ભાષાઓમાં અસ્તિત્વ ધરાવતો હોયછે. બોલાતી ગૂજરાતી ભાષામાં પણ આવો વર્ગ અધુના ઉભરાતો જાયછે. કયા અભ્યાસીને, કયા ભાષા રસિક પૂરૂષને અથવા તો સજ્જનને આથી શોચ નહિ થાય ?

જેમ મ્હોટી કથાઓમાં અનેક સ્થળો, અનેક પાત્રો અને અનેક બોધદાયિની શાખાઓ હોયછે, તેમ ન્હાની કથાએમાં તે અલ્પાંશે સંગ્રહેલ હોયછે.

ન્હાની કથાઓ ઇંગ્રેજીમાં ઘણીછે. બંગાળીમાં મણિ-માળા નામનું ન્હાની નવલ-કથાઓનું પ્રખ્યાત પુસ્તકછે. ગુજરાતી સાહિત્યમાં એ શાળા ઉઘાડવાનું માન સ્વર્ગસ્થ સાહિત્ય રસિક, સાધુ પુરૂષ શ્રી નારાયણ હેમચંદ્રને છે. એમણેજ માસિકો તેમજ છૂટા પુસ્તકોમાં ન્હાની કથાઓ લખવી શરૂ કરી; હાલ ઘણા લેખકો (ઘણું કરી પારસીઓ.) ન્હાની કથાઓ લખેછે.

જેમ મ્હોટા–વિશાળ ઐતિહાસિક કે સાંસારિક પ્રસંગોનું અવલોકન કરવા–કરાવવા મ્હોટી કથાઓ આવશ્ય-કીયછે તેમ ન્હાના ન્હાના બનાવો વર્ણવવા ન્હાની કથાઓ ઉપયોગી છે. ઇંગ્લંડમાં દરેક પ્રસંગ, દરેક પ્રેમ કથા, ન્હાની કે મ્હોટી કથામાં લખી દેવામાં આવેછે. આવા પ્રકારની મ્હેં ઘણી કથાઓ ગુજરાતીમાં વાંચી છે, પણ તે અનેકધા પ્રેમ–કથાઓજ હોયછે. ન્હાની કથાઓ જૂદા જૂદા વિષયો ઉપરથી નીતિની સજ્જડ છાપ હાલના ઉધરતા જમાના ઉપર પાડે એવો મ્હારો હેતુ ઉદ્દિષ્ટછે. ત્હેને–તે ઉદ્દેશને વળગી રહેવાને આ પુસ્તકમાં જે કંઈ અલ્પ પ્રયાસ કરવામાં

આણ્યો છે, તે વાંચક વર્ગને સંતોષ આપશે એવી અભિલાષા છે. પ્રેમની કથાઓ નજ લખવી એવું મ્હારૂં કહેવું નથી પણ તેજ સિદ્ધાંતને લક્ષી આજની સ્થિતિ ધ્યાનમાં લઈ, બીજા આવકારદાયક વિષયો પોષાવા જોઇએ.

ગૂજરાતી ભાષામાં આવી કથાઓ હશે છતાં એ વિષય તરફ મ્હારા પ્રેમને લીધે, તેમજ માત્ર કહેવાતા પ્રેમ–પાશવ પ્રેમની કથાઓ શિવાય પણ ન્હાની કથાઓ લખાય, એમ ધારી આ પુસ્તક લખેલ છે. પ્રેમ–કથાઓ આ પુસ્તકમાંછે પણ ત્હેમાં મર્યાદાનું પૂરેપૂરૂં નિરીક્ષણ કર્યુંછે. આ કથાઓ કપોળ કલ્પિતછે એમ કહવાનો ઉદ્દેશ નથી. વિધ વિધ વખતે વાંચેલા ગૂજરાતી–ઇંગ્રેજી પુસ્તકોમાંથી રચાયેલા ચિત્રોના ઉદ્દેશોનો પ્રચાર છે. માત્ર રચના મ્હારીછે. જો એ સાંસારિક–ઐતિહાસિક ચિત્રો નિરખીં વાંચકને કંઈ બોધ-બોધ નહિતો ઉચ્ચ અભિલાષાની પ્રેરણા, તે નહિતો સૂતેલા વિચારોની જાગ્રતી થાય તો એ માન એ પ્રકાશતા ઉદ્દેશોને છે.

પુસ્તકોમાંની કથાઓમાંથી ત્રીજી અને આઠમી કથા માસિકોમાં છપાઈ ગયેલ છે. શેષ જુદે જુદે વખતે લખાઈ હોવાથી ભાષા–શૈલીમાં તફાવત હોયતો એ સ્વભાવિક છે. જોડણી તેમજ પ્રૂફો તપાસવામાં વ્યવસાયને લીધે કંઈ ભૂલ

રહી ગઈ હોય તો મ્હને સાહિત્યનો અભ્યાસી, વિદ્યાર્થી અને આ વિષયમાં પ્રથમ પ્રવેશક સગ્જી વિદ્વાન વાચક વર્ગ ક્ષંતવ્ય દ્રષ્ટિથી જોશે એવી આશા છે.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિની પેદાશ, પૂર્વ સંકલ્પ પ્રમાણે કાશીની 'શ્રી સેન્ટ્રલ હિન્દુ કોલેજ' ને આપવા નિશ્ચય કર્યો છે.

આ કાર્યમાં મ્હારા મિત્ર રા. રા. ભાણાજી ભાઈચંદ કોઠારીએ અનન્ય સહાય કરીછે તેમજ રા. રા. લક્ષ્મીદાસ મૂલજી ગણાત્રાએ પણ વખતોવખત સહાય આપીછે માટે તેમનો ઉપકાર થયોછે.

[illegible]

કાશી [illegible] ૧૯૦૭

# જન્મભૂમિનું મંગલ કિર્તન.

વૃદ્ધ ભરત ખણ્ડની ભૂમિ, પુરૂષતાનું પાલણું, ત્હને વન્દન છે. નિર્દય ઉપદ્રવોના શતકો પણ જેને વિસ્મરણની ધૂલી નીચે દાટી શક્યા નથી, એવી પુજ્યા અને સમર્થા પાલક પોષક માતા, પ્રણામ! શ્રદ્ધાની વા સત્યતાની, પ્રેમની, કવિતાની અને શાસ્ત્રની પિતૃ ભૂમી! ત્હને નમું છું!

**એક પાશ્ચાત્ય વિદ્વાન, એમ. લુઇસ જેકોલીયટ.**

જય મંગલ પ્રિય જન્મભૂમિનું ગજાવિયે;—ધ્રુવ.
રઘુવીર સમ વિરલ વીર ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીયે—જય.
જનની અંક ઝૂલિયે ઝનૂની રંગ ઝીલીયે
આત્મબળ-ઉજાસથી બધું ઉજાળીયે-જય
સત્ય અર્થ સજ્જ થાઓ, વિજય વાવટો ઉડાઓ,
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીયે-જય.
સત્યથી સચવાય સ્વતવઃ સમજીએ થઇ પ્રવૃતઃ
ઘૂમીયે ઝઝૂમી જંગ તો મચાવીયે-જય
ભૂતળ ફોડી ફેડીયે, ઉંડી જડો ઉખેડીયે,
દોરને દમામ દેશનો જમાવીયે-જય
સ્થિતિ સમય સ્વીકારીયે, પ્રવૃત્તિયજ્ઞ યોજીયે
જાતને સ્વદેશકાજ કાં ન હોમીયે?-જય
દેશ સેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ,
આત્મ ભાવથી બધું પ્રભુમય પીછાનીયે-જય. **લલિત.**

Life's way is the wind's way, all these
things.

Are but brief voices breathed on shifting
strings.

This life they cling to is but empty show;

T'were all as well to bid cloud to stand

Or hold a running river with the hand

ARNOLD'S LIGHT OF ASIA.

ॐ श्री हरि

# કથા-વિનોદ.

## કથા ૧.

## ધર્મવીર તેગસિંગ.

[1]श्रेयान्स्वधर्मोविगुणः परधर्मात्स्वनुष्ठितात्।
स्वधर्मेनिधनंश्रेयः परधर्मोभयावहः ॥

श्री गीता.

સમય સાંયઃકાલનો હતો. એક વિશાળ મહાલયના એક [illegible] ભૂતલપર સુંદર ગાલીચો પાથરેલો હતો. [illegible] ઉપરના સુંદર રંગબેરંગી ચિત્રો ભારત[illegible] પ્રાચીન ચિત્રકલા-ગૌરવનું દર્શન કરાવી રહયાં હતાં.

---

૧ ઉચ્ચગુણવાળા પરધર્મ કરતાં ઓછા ગુણવાળો સ્વધર્મ સારોછે. સ્વધર્મમાં મૃત્યુ થાય તે સારૂં; પરધર્મ ભય ભરેલોછે. શ્રી ગીતા.

એક બાજુ એક સુંદર રત્નજડિત આસનપર એક પ્રૌઢ પુરૂષ પોતાના સાદા સન્યાસી જેવા પોષાકમાં સજ્જ થયેલો બેઠો હતો. ત્હેની મુખમુદ્રા ભવ્ય પણ શાન્ત હતી. નેત્રો વિશાલ, તેજદાર હતાં. ત્હેનીપાસેજ આસનપર એક બાળક બેઠો હતો. સ્હામે બેઠેલા કેટલાક પુરૂષો સિંહાસનપર બિરાજેલા પ્રૌઢ પુરૂષ અને બાળક તરફ આતૂર દ્રષ્ટિએ જોઈ રહ્યા હતા.

ગુરૂ નાનકે શીખ ધર્મ સ્થાપ્યા પછી ત્હેમની ગાદિએ વંશ પરંપરા ત્હેમના પુત્રો, પ્રપુત્રો બેસતા આવ્યાછે. ગુરૂ અર્જુનસિંગ પાંચમા ગુરૂ હતા. ત્હેમની પછી ગુરૂ હરગોવિંદ હરરાય અને હરકીશન થયા, હરકીશનના મૃત્યુ પછી ગુરૂ તેગસિંગ, પોતાની કાર્યદક્ષતાથી ગાદિ સંબંધી અનેક અગવડો દૂર કરી ગુરૂપદ્ધિ પામ્યા. સિંહાસનપર બિરાજેલો પુરૂષ તેગસિંગ અને પાસે બેઠેલો બાળક ત્હેમનો પુત્ર ગોવિન્દ હતા.

દિલ્હીનો બાદશાહ આ વખતે, આર્યધર્મને પાયમાલ કરવા બનતા પ્રયત્નો કરનાર, આર્યોને રંજાડવામાં રંચ પણ બાકી ન રાખનાર, ઔરંગઝેબ હતો. ત્હેની જુલમી અસીધર્મઝનૂની સમશેર ભારતની સઘળી દિશાઓમાં, અનેક અનાથ જનોના રક્ત રેડતી, અનેક સૈભાગ્યવતીઓના સૌભાગ્યનું હરણ કરતી, "દીન દીન"ના ભયંકર શબ્દો ઉચ્ચારતી,

અનેક દેવાલયોનો ધ્વંસ કરતી ફરી રહી હતી. કાશ્મિરમાં પણ આ અસીએ પોતાનું ભયંકર કામ આરંભ્યું. અનેક પ્રકારની પાયમાલી કરી. કાશ્મિરીઓ દીન થઇ આ ફરીયાદ ગુરૂ પાસે લાવ્યા. આનો વિચાર કરવાને હમણા આ ખાલસા મંડલ મલ્યું હતું.

કેટલોક વખત તો સહુ અન્યોન્યના ચહેરા તરફ જોતા શાન્ત બેસી રહ્યા, પણ અંતે એક શિખે શાન્તીનો ભંગ કર્યો.

'ભગવન્! કોણ જાણે આર્ય ધર્મનું શું થશે!' તે બોલ્યો. ગુરૂ "પુત્ર! જડ અને ચેતનના વ્યાપારથીજ આ જગદ્યંત્ર ચાલી રહયું છે. જડથી પરોક્ષ ન જોઇ શકનારા ટુંકી દ્રષ્ટિવાળા મનુષ્યોનુંજ અશ્રેય થાયછે. એવી દ્રષ્ટી હમણા પ્રાચીન ચૈતન્ય વાદીઓની સંતતિમાં જોઉછું. એજ તેમનું અશ્રેય સૂચવે છે."

"પણ અશ્રેયમાં શ્રેય કેમ પ્રકટે?"

ગીતામાં ભગવાન કહેછે કે:

**[1]तस्माद सक्तः सततं कार्यं कर्म समाचार ।**
**असक्तो ह्यायरन्कर्म परमाप्नोति पुरुषः ॥**

---

૧ કંઇ પણ મમતા અથવા આસક્તિ રાખ્યા વગર જે કામ કરવાની ફરજ છે તે કામ હમેશ કર, કેમકે જે માણસ મમતા રાખ્યાવિના કામ કરેછે તે મોક્ષને પામેછે. ગીતા અ. ૩–૧૯

"જેના દરેક કામમાં આજ હેતુંછે તે કોનું શ્રેય કે અશ્રેય કરે કિંવા ત્હેનું પણ કોણ શ્રેય કે અશ્રેય કરે? જગત્‌ના અગ્રણીઓજ જો આ નિયમે ચાલતા હોય તો યુદ્ધ, કુસંપ, ઇર્ષા આદિ દુર્ગુણોથી જગત્‌નું જે અશ્રેય થાયછે તે સંભવેજ નહિં.

'સત્ય છે! સત્ય છે!' શિષ્ય બોલ્યો.

"કાશ્મિરીઓ આપણે શરણે આવ્યાછે માટે એમની રક્ષા કરવી એ આપણો ધર્મછે."

"અને ફરજ પડે તો ધર્મને માટે કેસરિયા કરવા એ પણ આપણો ધર્મછે." બાલક ગોવિન્દ ઉત્સાહથી બોલ્યો.

જય! જય! નો ધ્વનિ થયો.

'મ્હારી ઇચ્છા છે કે ઔરંગઝેબને એક પત્ર લખી હિંદુઓપર ગૂજરતો જુલમ અટકાવવાનો બોધ કરૂં.'

'શું એ દુષ્ટ બાદશાહ તેથી સમજશે?'

"સમજે કે ન સમજે પણ સૂચના કરવી એ આપણો ધર્મછે." સૌએ એજ નિશ્ચય કર્યો. [illegible] પત્ર દિલ્હી મોકલાવ્યો.

ગુરૂનો પત્ર ગય [illegible]

આજે બાદશાહ તરફથી [illegible] ને દિલ્હી આવવાનું આમંત્રણ આવ્યું છે. પંજાબીઓ વિચારમાં પડી ગયાછે. કેટ-

લોક અગ્રણીઓ આતૂર મુખે ગુરૂજીને ઘેર આવ્યા. તેગસિંગ તો જવાની તૈયારી કરી રહ્યા હતા.

'પ્રભુ, શું આપ ઔરંગઝેબની કપટ કથાઓ નથી જાણતા? અમને તો ખરાબ શુકન થાયછે.'

'હું સારી રીત્યે જાણુંછું અને તેથીજ જવાને ઉત્સુકછું. ભાઈ! શકુનો આળસુઓજ જુએછે ઔરંગઝેબ મ્હને શું કરશે? મન[illegible] [illegible]નાશ! પણ દેહ વિનાશનું [illegible] હું મ્હારૂ કર્તવ્ય કરીશ [illegible] પડશે તો સુખે સહીશ.'

પૂછનારા નિરૂત્તર થઇ ગયા. વીર તેગસિંગ માત્ર એકજ [illegible] ર્યો.

.... ....

[illegible] ઔરંગઝેબને આ ખબર વળ[illegible] તેગસિંગને બોલાવ્યો. એક ઉત્તમ આસનપર બેસાડયો. સૌની દ્રષ્ટી આ ભવ્ય પુરૂષ તરફ હતી. પાદશાહના શબ્દોએજ એ દ્રષ્ટિ ખેંચી.

"તેગસિંગ, ત્હમારા વિશે સાંભળવાથી જેટલું જાણ્યું હતું તે કરતાં માત્ર ત્હમારા દર્શનથી મ્હેં વધારે જાણ્યું છે." પાદશાહે સ્મિત કરી કહ્યું. "ત્હમે દીપક છો. પણ કાફર ધર્મમાં હોવાથી ત્હમારો પ્રકાશ અમારા પર નથી પડતો.

મ્હારી મરઝી છે કે ત્હુમે પાક ધર્મ અખત્યાર કરો, મશહૂર થાઓ ને દુનિયાનાં અયેશઆરામો ભોગવો.”

ગુરૂજીના મુખપર મધુર સ્મિત ઝળકી રહ્યું. પાદશાહ અને કાર્યભારીઓને આથી અપમાન લાગ્યું.

‘તેગ, હસવાનું કારણ?’ એક ધર્મઝનૂની મોલવી બોલ્યો.

તેગસિંગે સ્મિતમાંજ ઉત્તર આપ્યો. ‘ભકતકવિ તુલસીદાસે કહ્યુંછે કે:-

‘જહાંમે જિતની બુદ્ધિ હય ઇતનો કહે બનાય
ત્હાંકો બુરો ન માનીએ ઓર કહાંસે લાય?’

સભામાં બેઠેલાઓનું ધૈર્ય હવે ન રહ્યુ. સૌકોઇ પાદશાહના હુકમની રાહ જોવા લાગ્યા.

પાદશાહ કંઇ પણ બોલે તે પ્હેલાં તેગસિંગ ગાજી ઉઠયો. ‘નામવર! એકવાર પુછો આપના અંતરને કે ધર્મનો અર્થ શું? ધર્મની હસ્તીનું પ્રયોજન શું? ઉત્તર શું આવશે? આત્મોન્નતી! આત્મોન્નતીને માટેજ ધર્મની આવશ્યક્તા છે. તો પાદશાહ! શું ધર્મ બદલવાથી આત્મોન્નતી થઇ શકશે? શું મુસલમાન થવાથી હું મ્હારા આત્માનું કલ્યાણ કરીશ? શું ધર્મ બદલવાથી હું સદૈવ જીવીશ? શું પરધર્મ અંગીકારથી મ્હને ઇચ્છિત સિદ્ધિ થશે? વળી કીર્તિને માટે કહો છો. પણ કીર્તિજ શું છે! કીર્તિને માટે ફાંફા મારનારાઓ

તો કર્તવ્યનેજ ભૂલેછે, ને જે કર્તવ્ય પરાયણછે તેની તો કીર્તિ પણ દાસીછે. નામદાર, જગત્‌ના આ તુચ્છ સુખોને માટે તેગસિંગ ધર્મ નહિં વેચે !'

'ધર્મ ઇશ્વરકી આમાનત હય મે' બેચું કયું કર,
ધર્મ કે બદલે મેં દુન્યા કા ખરીદદાર નહિં.'

ઔરંગઝેબ:—"તેગ વધારેના બોલ. ત્હને ઉપદેશ આપવા માટે નથી બોલાવ્યો. ત્હારા માટે ત્રણ માર્ગછે, તેમાંથી એક પસંદ કર. પાક મઝહબ અખત્યાર કર, કે કંઈ ચમત્કાર બતાવ, અથવા કાળાગૃહમાં જા. !"

તેગસિંગના નેત્રો લાલ થઇ ગયાં. ત્હેની નસેનસમાં ધર્મ જુસ્સો વ્યાપી રહ્યો.

'તુમ જીસ્સે માંગતેહો દુનિયાકે સુખકે બદલે.
મુજકો વો ત્યાગ કે જીના ભી તો દરકાર નહીં.'

'પાદશાહ! આખા જગત્‌નું રાજ્ય મળે ઇન્દ્રની સમૃદ્ધિ મળે, કુબેરનો ભંડાર મળે, તોપણ ધર્મ ! પ્રિય ધર્મતો નહિં ત્યાગું! તેમ શું આ જીવના ભયથી ત્હને ચમત્કાર બતાવું.?'

પાદશાહથી આ વાકય બાણો હવે સહન ન થયાં. 'પકડો એને! એને તરતજ પકડો.!'

પાદશાહનો હુકમ થતાંજ ચાર મુસલમાન સિપાઇઓએ વીર તેગસિંગને બેડીઓથી ઝકડી દીધો.

'રે પાદશાહ બાંધીલે! આ જડ શરીરને ગમે તે કર! પણ વશ થનાર તો મુક્તછે. મ્હારા અંતરના અણું અણું માં ધર્મ પ્રેમના ઉજ્જવલ સત્ત્વો પ્રકાશી રહ્યાં છે. એને દબાવવા–મ્હારા હૃદયને વશ કરવા તો જગત્માં કોઈ શકિતવાનજ નથી.

'કાટ સકતે હો જો બહારકા તેગ કાટો.
કાટતી અસલે તેગ કુ તલવાર નહિં'.

આટલું બોલી વીર તેગસિંગ શાન્ત થઈ રહ્યો. મુખ પર શાન્તિની છાયા પ્રદર્શિત થઇ રહી.

મહાત્માનું આ મહાતમ્ય જોઇ કેટલાક સહૃદય મુસલમાનોનાં હૃદય પણ પીગળી ગયાં. સભામાં બેઠેલા એક રાજપુત રાજાના નેત્રો સજળ થઇ ગયાં. સભામાં પણ કરૂણાજ પ્રસરી રહી.

'લઇ જાઓ લઈ જાઓ.' પાદશાહનો હુકમ થયો. હુકમ અમલમાં આવ્યો. રત્ન જડિત આસનપર બેસનાર, રથમાં સ્વારી કરનારને ચાર મુસલમાન સિપાઇઓના તાબા માં રહી પગે ચાલવું પડયું.

દોષ વિના અસત્યતાના બળ આગળ લાચારીથી અને પોતાની સત્યતા પરની પ્રીતિથી થોડા વખત રહેનારી સંસાર લાલસાઓનો ત્યાગ કરી પથ્થર જેવી છાતી કરી,

સિંહના જેવી હીંમતથી અનેક શારિરીક દુઃખો સહન કરવા છતાં પણ જેઓ સત્યતાનો ત્યાગ નથી કરતા તેવા મહાત્માઓને હજારો હજાર ધન્યવાદ છે!

૩

સમય પ્રાતઃકાલનો હતો. આકાશ સ્વચ્છ—વાદળા ચંદ્ર, તારા કે સૂર્ય વિનાનું હતું. વાયુની મીઠી લહરીઓ કાળા ગૃહની કોટડીમાં બેઠેલા તેગસિંગના અંગને સ્પર્શ કરી જગત્ લીલાનું અપૂર્વ ભાન કરાવતી, બારી વાટે પસાર થતી હતી.

न जाने जानकीनाथःप्रातःकाले किं भविष्यति

પ્રભૂ! પ્રભૂ! નો ધ્વનિ કરી જાગનાર, પ્રાતઃકાલનું સૌંદર્ય જોઇ દુઃખમાં પણ સુખની છાયા જોનાર રાત્રીએ જોયેલા ભયંકર સ્વપ્નોના ભયને વિવેકરૂપી અસીથી છેદનાર, કાળા ગૃહના દુઃખો સહન કર્યા છતાં સત્યતાનેજ ચહાનાર તેગસિંગ ને ખબર ન હતી કે આજનો દિવસ કેવો જશે!

નિદ્રા મુક્ત થઇ નિયમાનુસાર ગુરૂગ્રન્થસાહેબના કેટલાક શ્લોક બોલતો વિચારમાં બેઠો હતો. નેત્રો અર્ધ ખુલ્લાં ને અર્ધ મીંચેલાં હતાં, છતાં દ્રષ્ટિ અંતરમાં હતી.

કોટડીનો દરવાજો ઉઘડયો. ત્રણ કાળા પોષાકવાળા,

તીક્ષ્ણ દ્રષ્ટિવાળા કદાવર પુરૂષો દાખલ થયા. 'બંદિવાન, તું ત્હારૂં ભવિષ્ય જાણેછે?'

આવનાર પૈકિ એક પુરૂષ બોલ્યો.

"જાણતો નથી અને જાણવાની ઇચ્છા પણ નથી."

"હે વીર! ત્હારીશાન્ત મુખ મુદ્રા જોઇ અમ-જલ્લાદોને પણ દયા આવેછે. ત્હારા પુત્ર, પત્નિ, દેશ સબંધીઓ નો તો ખ્યાલ કર.

'પુત્રકા દુઃખ, દેશ દુઃખ જો સુનાતે હો મુજે
બસ કરો સુન લિઆ ઉનકા ભી કર્તા નહીં ?'

"હે ભાઇ સૌનો સંભાળનાર એકજ કિર્તાર છે."

"પણ આવું દુઃખ તું પોતેજ શાને વ્હોરેછે ? રે! જીવનની કીંમત તો સમજ" બીજો પુરૂષ આર્દ્ર સ્વરે બોલ્યો."

'ધર્મ ઔર જગત કે દુઃખ હોતે હય અકસર સાથી.
ફુલ પાઓગે કયા સાથ જહાં ખાર નહીં!'

"ધર્મને માટે દુઃખ સહેવું પણ અભિમાન કરવા યોગ્યછે."

"તું કોઇ રીત્યે નથી સમજતો તો હવે બંદગી કરીલે ત્હારી છેલ્લી ઘડી પાસેછે."

નિર્મળ-શાન્ત દ્રષ્ટિએ મહાત્મા તેગાસિંગ કહેનારની સ્હામું જોઇ રહ્યો. "સૌનો એજ માર્ગ છે, કોઇને આજતો કોઇને

કાલ." આટલું બોલી ધ્યાનસ્થ થયો, થોડી વારે નેત્રો ઉઘાડી, બન્ને હાથ જોડી મસ્તિષ્કનમાવી બોલ્યો: "આર્યોની પવિત્ર ભૂમિ! ત્હારા અન્ન જળ વાયુથી હું પોષાયેલછું, તેથી તું મ્હારી માતા, અને ત્હારા પુત્રો મ્હારા બંધુઓ! મ્હારા બંધુઓનું શ્રેય કરવાને મ્હેં કંઈ પણ નથી કર્યું. આ મૃત્યુ જો મ્હારા આર્ય બંધુઓ પરની કંઇ પણ પ્રીતિને અંગે હોયતો હું કૃતાર્થ થયો."

પ્રિય પાઠક! આ ચિત્રનો ઉલ્લેખ કરવાની અમારામાં શક્તિ નથી. આવા હ્રુદયદ્રાવક ચિત્રનું દર્શન કરવા કરતાં ત્હારી કલ્પના શક્તિને વધારે શું દુષ્કરછે?

મહાત્મા તેગસિંગના મૃત્યુથી પંજાબમાં સર્વત્ર શોક વ્યાપી રહ્યા બાળકથી વૃદ્ધ પર્યંત સહુ ત્હેના યશોગાન કરી કહેવા લાગ્યા.

**साधन हेतु अत्ताजिन करी,**
**शिश दिया पर'सी'नें उचरी**
**धर्म हेतु शाका जिन किया**
**शिश दिया पर धर्म न दिया.**

---

† ૭૨૯ એતો હિંદી આરીક નામના ગૂજરાતી માસિકમાંથી લીધાછે.

કથા ૨.

---

# સ્વદેશ પ્રીતિ[1]

---

**जननी जन्मभुमिश्च स्वर्गादपि गरीयसी.**

*Breathes there the man with soul so dead.*
*Who never to himself hath said.*
*This is my own my native land.*

*Sir W. Scott.*

અમેરિકામાં ન્યુ યોર્ક એક પ્રસિદ્ધ નગરછે. અંડ્ડ ડૉરીયર ત્યાંની સ્મિથસન કમ્પનીનો એક વિશ્વાસપાત્ર કર્મચારીછે. આજે તે પોતાના ઓરડામાં બેઠો કંઇ વિચાર કરેછે. મુખ પર શોકની છાયા પ્રદર્શિત થઇ રહીછે, જરા ઉઠી આમ તેમ ફરેછે, ફરી બેસી રહી લમણે હાથ મુકી પૂર્વ વત્ બેસી રહેછે.

હમણા જો કોઈ ત્હેનો પરિચીત જન જુએ તો નિઃસન્દેહ આશ્ચર્ય ચકિત થઇ જાય. અંડ્ડ એક ભાગ્યવાન મનુષ્ય

---

૧ એક ફ્રેંચ્ કથાના હિન્દી અનુવાદ ઉપરથી.

ગણાયછે. અમેરિકામાં દાખલ થતાંજ ત્હેનું ભાગ્ય-ચક્ર ફર્યુંછે. અંહિ આવે ત્હેને બે વર્ષથી અધિક સમય નથી થયો. પરંતુ ત્હેણે દરેકના હૃદયમાં સ્થાન લીધુંછે. યદ્યપિ ત્હેનું વય પણ ન્હાનુંછે તથાપિ સ્મિથસન કમ્પનીમાં ત્હેનો દરજ્જો ઉચ્ચછે. આથીજ લોકો ત્હેને એક બુદ્ધિમાન, કાર્યકુશલ અને ભવિષ્યમાં મહાપુરૂષ થનાર ગણેછે.

કેટલાક સમયથી ત્હેને એક અધિક સુભાગ્ય પ્રાપ્ત થયું છે. સ્મિથસનની પત્નિની કૃપાથી તે ત્હેમના સાંયઃકાલીય આનંદોત્સવોમાં ભાગ લેવા લાગ્યોછે. ઉત્સવોમાં સ્મિથસનની નવયૌવના પુત્રી ઍરા પોતાના કોમલ કરપલ્લવથી ત્હેને ચ્હાની પ્યાલીઓ આપી પોતાના હાવભાવ તથા મંદ મૃદુ હાસ્યથી ત્હેના આનંદમાં એક પ્રકારની અલૌકિકતાનું સિંચન કરેછે. પૂર્વ પ્રતિજ્ઞા પ્રમાણે અંદ્રેને આજે આ માતા અને પુત્રી સાથે વાદ્ય-પ્રદર્શિનીમાં જવાનું છે. પ્રદર્શિનીમાં સર્વે દેશો અને પ્રજાઓના ગીતો ગાવામાં આવનાર હતા.

સ્મિથંસનના કુટુંબ સાથેનો પરિચય જેમજેમ વૃદ્ધિ પામવા લાગ્યો, તેમ તેમ ત્હેની ઇર્ષા કરનારાઓ પણ વૃદ્ધિ પામવા લાગ્યાછે. આ સંબંધનો મુખ્ય હેતુ તેઓ એજ સમજેછે કે સ્મિથસનની પ્રાણાધિકા કન્યા ઍરાનું લગ્ન અંદ્રે સાથે થશે.

આવું ઉદાર ભાગ્ય છતાં આજે તે ઉદાસ કેમ જણાયછે? આનંદ સાગરમાં તરનાર મનુષ્યને શોક કરવાનુ શું કારણ હશે ? હા ! ત્હેના પિતા પાસેથી એક પત્ર આવ્યોછે એજ ત્હેની વ્યાકુલતાનું કારણછે. ત્હેનો વૃદ્ધ પિતા ડૅારીયર એક નિવૃત્ત (retired) સેનાપતિછે. પોતાની પ્રિય જન્મભૂમિ ફ્રાન્સની સેવા કર્યા પછી તે ત્યાંજ એક ન્હાના ગ્રામમાં પોતાના છેલ્લા દિનો વ્યતિત કરી રહ્યોછે.

અંદ્રેએ થોડા સમય પ્હેલાં પિતાને એક પત્ર લખી અમેરિકામાં સ્થાયી રૂપથી રહેવાની અને રાજ્ય નિયમાનુસાર ત્યાંનો નિવાસી થવાની ઇચ્છા જણાવી હતી. આ પત્ર ત્હેના ઉત્તરમાંછે. જે આ પ્રમાણે છે.

મ્હારા વ્હાલા અંદ્રે,

શાળા છોડતાંજ સૈન્યમાં દાખલ થવાની ત્હેં અનિચ્છા દર્શાવી, ત્યારે મ્હેં ત્હારી ઇચ્છા વિરૂદ્ધ જવું યોગ્ય ન ધાર્યું. સૈનિક થવાને વીરતા, દૃઢતા, અને સાહસની આવશ્યકતાછે, ત્હેં ત્હારી જીવિકાની પણ સ્વેચ્છાનુસાર ગોઠવણ કરી, તેમાં પણ મ્હેં હસ્તક્ષેપ ન કર્યો. મ્હને આનંદ થયછે કે ત્હેં ત્હારા કામમાં સફલતા પ્રાપ્ત કરીછે. ન્યુયૉર્કથી મ્હને જેટલા પત્રો મળ્યાછે તે સઘળા ત્હારી પ્રશંસાથી ભરપૂરછે. પણ હવે તો શીઘ્રજ ધનવાન થવાની અને એક અમીરની કન્યા પરણવાની લાલસાએ તું સ્વદેશ અને સ્વજાતિનો ત્યાગ કરી

વિજાતીય થવાનો વિચાર પ્રકટ કરેછે, ત્હેની હું વિરૂદ્ધ છું. ત્હારા આ વિચારથી મ્હને ઘણી દિલગિરિ થાયછે.

અલબત અંહિ આવવાથી ત્હને કષ્ટ થશે, દરેક ફ્રાન્સ પુત્રના પ્રથમ કર્તવ્ય પ્રમાણે ત્રણ વર્ષ ત્હારે સૈન્યમાં વ્યતીત કરવાં પડશે. પણ ધર્મ વિચારની પ્રથમ આવશ્યકતાછે. ધર્મ ફરજ એજ આજ્ઞા કરેછે કે તું સ્વદેશમાં આવે.

વ્હાલા અંદ્રે! સ્વદેશ તે નથી જયાં જીવિકા હોય? એ તે પ્રિય ભૂમિનું નામછે, જ્યાં ત્હેં જન્મ લીધો, જે ત્હારા પૂર્વજોનું નિવાસ સ્થાનછે અને જેના અન્ન, જલ વાયુથી પોષિત થઇ ત્હેં સ્વતંત્ર પાલણ પોષણ કરવાની સ્થિતિ પ્રાપ્ત કરી. શું તે ઉપકારિણી જનની જન્મભૂમિનું ત્હારા પર કંઇ પણ સ્વત્વ નથી? શું ત્હારૂ એ કર્તવ્ય નથી કે ત્હેની સેવામાં તન, મન, ધન અર્પણ કરી દે? પુત્ર ત્હારો પત્ર વાંચી મ્હારૂં હૃદય ફાટી જાયછે. રે! શું તું સ્વદેશ, સ્વદેશાનુરાગ, સ્વદેશીપણું સદાને માટે ત્યાગી દેશે? શું તું વિદેશી થશે? શું વ્હાલા પુત્ર! એ કૃતઘ્નતા નથી? અફ્સોસ! હજાર અફ્સોસ! શું તું નથી જાણતો કે એજ ભૂમિ માટે ત્હારો દાદો રણમાં રોળાયો. એજ માતૃભૂમિ માટે મ્હને લવાર ના યુદ્ધમાં ઘાયલ થવાની પ્રતિષ્ટા પ્રાપ્ત થઈ! આવ અને આ ઝુંડાના આશ્રયમાં રહે, જે ત્હારા વડીલોના રક્તથી ખરડાયલોછે.

હું આજ પણ યથાશકિત સ્વદેશોન્નતીના કાર્યો કરૂંછું. યદ્યપિ હું કોઈ મ્હોટા યુદ્ધમાં નથી ગયો તથાપિ મ્હારા જીવનનો ઉત્તમ અને મ્હોટો ભાગ સ્વદેશ સેવામાંજ ગયોછે. હજી પણ આમ કાલમાં હું ફ્રાન્સનો છું અને ફ્રાન્સ મ્હારો છે.

મ્હારાથી જુદો થતાં વ્હાલથી મુખચુંબી જ્યારે મ્હેં ત્હને આશિર્વાદ દીધો ત્યારે મ્હને એજ વિચાર થયો કે તું મ્હારા પછી સ્વદેશ સેવા કરીશ. ત્હારી સંતતિ મ્હારાથી અધિક યશસ્વીનિ અને ભાગ્યશાલીનિ થશે. વ્હાલા પુત્ર! હું ત્હને પ્રાર્થના કરૂંછું— નહિ! આજ્ઞા કરૂંછું કે તું ફ્રેન્ચજ બની રહે. અને ત્હારા પ્રિય દેશનો ત્યાગ ન કર!

કમાન્ડર ડોરીયર.

પત્ર વાંચી ઉત્તર લખવાના વિચારમાં પડયો. શું ઉત્તર લખું? પિતા! પિતા! શું તું કહેછે? રે! જે દેશમાં મ્હારૂં સર્વસ્વ છે, જે દેશમાં મ્હારી પ્રિયમાં પ્રિય વસ્તુછે, તે મ્હારો નહિ? જગતના રાજ્યને બદલે પણ ન મૂકાય એવો હાથ શું પિતાની આજ્ઞાથી મૂકી દઉં? આહા! મ્હારી વ્હાલી અંબા, ત્હારે માટે હું કૃતઘ્ન થઈશ, દેશદ્રોહી થઈશ, જાતિદ્રોહી થઈશ, પણ ત્હારા પ્રતિ તો વફાદાર રહીશ.

એજ નિશ્ચય કર્યો, ને તે પિતાને જણાવવા હાથ ધ્રુજતાં

છતાં પત્ર લખવો શરૂ કર્યો. કલમ હાથમાં લીધી કે ઘડી-યાલમાં ત્રણ વાગ્યા. પ્રિયાને મળવાનો વખત થયો. પત્ર એમજ પડતો મકી ચાલતો થયો.

૨

બન્ને રમણિયો સાથે મીઠી મીઠી વાર્તા કરતો આ ફ્રેન્ચ યુવક પ્રદર્શિનિમાં આવી પ્હોંચ્યો. લોકો પુષ્કળ હોવા છતાં આ ત્રણે તરફ અનેક નેત્રો જોઇ રહ્યાં—આતુરતાથી જોઇ રહ્યાં. કદાવર પુષ્ટ શરીર, ખુલ્લું મુખ અને વાંકી મૂંછ ફ્રેન્ચ જાતિની ઓળખ આપવા સંપૂર્ણ હતાં. સાથેજ ત્હેની પ્રણયપાત્રા એશાના હૃદયાકર્ષક રસીલાં નેત્રો પાતળી કમર અને સુનેરી બાલ પ્રાચીન પરીઓ અને દિવ્ય સુંદરીઓનું સ્મરણ કરાવતા હતા; આ લોકોને તરતજ સ્થાન મળ્યું. પાસે બેઠેલા કેટલાક ઉત્સાહી મુખવાળા જર્મનો પાસે લોકોનો વધારે જમાવ જણાતો હતો.

ઈશ્ક ક્યા હય ચિઝ કોઇ કામિલ સેં પૂછા ચાહિયે.
દિલ કયસા હોઙ જાતા કોઈ બેદિલ સેં પૂછા ચાહિયે,

વાદિત્રનો મધુર, કર્ણ પ્રિય શબ્દ સર્વ મનુષ્યોના હૃદયમાં એક પ્રકારનો અપૂર્વ રસ રેડી રહ્યો હતો; પણ તે રસ કરતાં પણ પોતાની પ્રિયતમાના કાલા કાલા—મીઠા મીઠા શબ્દોને પ્રિયતર ગણનાર પ્રેમી અંદ્રેનું હૃદય તો એ શ-

મ્હોમાંજ હતું, ત્હેની આંખ ફરી ફરી—આડી એજ મધુર વદન નિહાળવા દોડતી હતી. એવામાં એક ઘટના થઇ જેણે આંદ્રેના વિચારોની ગતિ વિપરીત દિશા ગામી કરી.

વાદિત્રમાં ફ્રાન્સનું પ્રજાકીય ગીત—પ્રજાતંત્ર રાજ્યગીત વાગવા માંડયું. બાલકાલનું પરિચિત ગાન સાંભળતાં બાલ સ્મરણો નૂતનરૂપે તેના અંતરપટમાં ઉભરાવા લાગ્યાં. ફ્રેંચ શૂરા સૈનિકોની હારો બેન્ડ વગાડતી, ગાયન કરતી, ફ્રાન્સના સ્વાતંત્ર્યની ત્રીરંગ ધ્વજા ફરાડતી ત્હેની દૃષ્ટિ પાસે તરવા લાગી.

આ વખતે સૌ પ્રેક્ષકો એક ચિત્તે આ શૌર્ય-પૂર્ણ ગીત સાંભળતા હતા. માત્ર એકજ પુરૂષ કંઇ બોલતો હતો. એક જર્મન પોતાના મિત્રો સાથે વાત કરતો હાસ્ય કરી રહ્યો હતો. આંદ્રે સમજયો કે ફ્રેંચોના પ્રજાકીય ગીતપર હાસ્ય થાયછે.

આહા ! દૂર દૂર હજારો કોશ દૂર છતાં મ્હારોછે તેના માટે મ્હને લાગણી કેમ ન થાય ? તે સહસા બોલી ઉઠયો. યૌવનનું રક્ત તેના મ્હોડાપર ચ્હડી આવ્યું. જર્મનને આવે શમાંજ ચૂપ રહેવાની આજ્ઞા કરી. ફ્રેંચ યુવકના હૃદયમાં ઉત્સાહ ભરતું હૃદય સાગરને જોરથી ઉછાળતું 'મર્સી'નું સંસાર પ્રસિદ્ધ ગીત તો ગાજતુંજ હતું. જે રાજયગીતે

ફ્રાંસના રાજપરિવર્તન સમયે અનેક જનોના હૃદય કુલાવ્યા હતાં, એજ રાજ્યગીતે આજે અંદ્રેના સૂતેલા હૃદયને જગાડયું.

ગીત સમાપ્ત થતાં તાળીઓનો ગડગડાટ થઇ રહ્યો. ચારે તરફથી પ્રશંસા સૂચક શબ્દો સંભળાયા. એક તરફથીજ એક સીટી સંભળાઇ. સીટી વગાડનાર તેજ જર્મન હતો. અંદ્રે પિતાનો પત્ર, ત્હેનો ઉત્તર, પોતાની અમેરિકા પર પ્રીતિ સૌ હમણા ભૂલી ગયો. અપમાન ! રે ! મ્હારા દેશનું અપમાન ? એજ વાકયો તેના મસ્તિષ્કમાં ગાજી રહ્યાં. શૌર્યથી ઉઠયો; સીટી વગાડનાર જર્મનને ગળામાંથી પકડયો. અનેક લોકોએ વચમાં પડી તેમને છૂટા કર્યા. અંદ્રેએ પોતાના ગજવામાંથી એક કાર્ડ કહાડી તે જર્મનને આપવા હાથ લંબાવ્યો, પણ તે બેભાન જેવો થઇ ગયો હતો. કાર્ડ લઈ ન શકયો. કાર્ડ ફેંકી અંદ્રે પોતાના સ્થાન પાસે આવ્યો. પણ એરા અને ત્હેની માતા તો કયારનાએ ત્હેના ઉદ્ધત કાર્યથી અસંતુષ્ટ થઈ પલાયન કરી ગયાં હતાં.

જેમ પ્રચંડ સૂર્યની પ્રભાથી આકળનું અંધારૂં ને ઘુમટના વાદળાં ક્ષણવારમાં વિખેરાઈ દિવસ ઉજ્વલ થાયછે, તેમ ત્હેના વિચારરૂપી વાદળાં સ્વદેશાનુરાગ રૂપી સૂર્ય પ્રભાથી વિખેરાઇ ગયાં. જે ધનવાન બનવા, ધનવાનની

કન્યાનું પાણીગ્રહણ કરવા ઉત્સુક હતો તે તે લલનાનો, ત્હેના પિતાનો અને ત્હેના દેશનો ત્યાગ કરવા ઉત્સુક થયો. જે ફ્રાંસનો સંબંધ પણ અપ્રિય હતો તેજ ફ્રાંસના પ્રજાકીય ગીતના અપમાન માટે જીવ જોખમમાં નાંખવા તત્પર થયો.

પિતાને પગ લખી ઉકત હેવાલ રજુ કર્યો. દીન થઇ માફી માગી. બીજેજ દિવસે તેણે અમેરિકાનો સદાને માટે ત્યાગ કર્યો.

પ્રિય પાઠક! સ્વદેશ પ્રીતિ તે આનુંજ નામ! અને આવીજ સ્વદેશ પ્રીતિની જ્વાલા જ્યારે ભારત વર્ષની એક એક વ્યકતીના હૃદયમાં પ્રકટશે ત્યારેજ દેશની ઉન્નતી થશે. જે મનુષ્યને સ્વદેશ ઉપર પ્રીતિ નથી તે મનુષ્ય પણ નથી.



# કથા ૩.

## યુદ્ધક્ષેત્રમાં યાહોમ!

* *Cowards die many times before their deaths,*
*The valeant never taste of death but once.*

કનોજમાં આજે હોહાકાર થઇ રહ્યોછે; નાગરિકો પોતાના ધન માલનું રક્ષણ કરવામાં રોકાયાછે; કાયરો ભયથી ધ્રુજેછે, વીર પુરૂષો યુદ્ધક્ષેત્રમાં જવાની તૈયારીઓ કરી રહ્યા છે, સૈન્યને એકત્ર કરવા યુદ્ધનાં વાજીંત્રો ગર્જના કરી રહ્યા છે; યુદ્ધોત્સાહી વીરનરો પ્રાચીન વીર પુરૂષોની કથા કરી રહ્યા છે; સર્વત્ર યુદ્ધ સૂચક ચિન્હો દ્રષ્ટિગોચર થાયછે. આથી સહજ કલ્પના થાયછે કે, કનોજપર કોઈ શત્રુદળ ચ્હડી આવ્યું છે.

આ સમયે ચોટામાં એક વ્યાપારીની પહેડી પાસે એક પંદર વર્ષનો તરૂણ ગવૈયો પોતાની સુંદર સારંગીપર મધુર

* ભિરૂઓ પોતાના મૃત્યુની પ્હેલાં અનેક વખત મૃત્યુ પામેછે. યોદ્ધા એકજ વખત મૃત્યુની મજા ભોગવેછે.

ગાયન કરી રહ્યોછે. તેના કંઠ-આલ્હાદપથી તે દરેક વટેમાર્ગુને એકવાર પોતાના તરફ આકર્ષે છે. જાણે તેમાં અન્યના હૃદયમાં પ્રવેશ કરવાની શક્તિ હોય. ત્હેના ગાયનમાં એવી શક્તિછે, જે શ્રોતાના અંતરમાં સજ્જડ છાપ પાડેછે. હમણા ત્હેનું મધુર ગાયન સાંભળવા અનેક લોકો એકઠા થયાછે.

એટલામાંજ એક વીર ત્યાંથી દોડતો પસાર થયો. આવા ભયંકર સમયમાં આટલા બધા લોકો ગાયન સાંભળવા ઉભા હતા એ ત્હેને અયોગ્ય લાગ્યું તેથી તે લોકોને સંબોધીને બોલ્યો, "અરે મૂર્ખો! આવા યુદ્ધના સમયમાં ત્હમે સ્ત્રીની પેઠે ગાયન શું સાંભળોછો? થાઓ તૈયાર. ગાઓ સ્વતંત્રતાના ગીત, કેસરીયાં કરો! અને તમને દાબી દેવા, તમારી સ્વતંત્રતા લૂંટવા આવેલા શત્રુને તેના ક્રૂર કર્મનું યોગ્ય ફળ આપો." ગવૈયા તરફ ફરીને બોલ્યો. "ઓ બાયલા! સ્ત્રીઓને ગીત સંભળાવ. પુરૂષોને ત્હારા ગીતનું કામ નથી. હું ત્હને ઓળખુંછું. હાલ તું યુદ્ધમાં ઉપયોગી થઇ પડે એમ છે. તું ત્હારા ભાઇઓ માટે ઘણું કરી શકે એમ છે. પણ તું તો આ સ્ત્રૈણ ગાયનથી વીરોને કાયરો બનાવશે. ચાલ, ત્હારૂં કળા-બળ યુદ્ધક્ષેત્રમાં વીરોને ઉત્સાહી બનાવવામાં વાપર. શું, તેમ તું કરી શકશે? ત્હારા બંધુઓને વિજયી કરવા તું આ તુચ્છ ભોગ આપી શકશે?"

મહાશય! "જૈસો હૈ વૈસો ભલો. જો હય અપનો દેશ!" મ્હારા દેશને માટે, મ્હારા બંધુઓને માટે આટલું કરવાનું ભાગ્ય જો મ્હને પ્રાપ્ત થતું હોય, તો હું કૃતાર્થ. મ્હારૂં જીવન સફળ! મ્હારાં ગાયન પવિત્ર અને સ્વતંત્રતા પ્રેમી હૃદયને માટે રચેલાછે. મ્હરી સારંગી સ્વાર્થત્યાગીને માટે જ છે. પરતંત્રતામાં આ સારંગી નહિ વાગે. આપ પધારો. હું મ્હારાં માતુશ્રીની રજા લઇ સત્વર યુદ્ધક્ષેત્રમાં આવીશ.

જ્યારથી દિલ્હીપતિ પૃથ્વિરાજ પડયો, આર્યાવૃત્તની સ્વતંત્રતા નષ્ટ થઈ, આર્યદેશ પરધર્મીઓનો ગ્રાસ થયો, ત્યારથી સર્વત્ર ભય અને ત્રાસનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું. સુખ અને સ્વતંત્રતાના દિવસો અસ્ત થયા, પરતંત્રતાની ભયંકર રાત્રીએ કાળ અને રક્તરૂપી અંધકારથી સમસ્ત આર્યદેશને આચ્છાદિત કરવાનું શરૂં કીધું.

દિલ્હી સર કરી ગિઝનીપતિ શાહબુદ્દિન પૃથિરાજને કેદ કરી સ્વદેશ ગયો. અહિં કુતબુદ્દિને કનોજપર ચ્હડાઇ કરી. એજ કારણને અંગે કનોજમાં આ કોલાહલ થઈ રહ્યો. આ અશાન્તિનું કારણ હવે પાઠક સમજ્યા હશે.

આ ગવૈયા બાળકનું નામ નારાયણ હતું. ત્હેનો પિતા તેને બાળપણમાં મૂકી સ્વર્ગવાસી થયો હતો. હાલ તે પો-

તાની વિધવા માતા સાથે રહેતો. ગાયન કરવાથી તે એટલું કમાતો કે માતા અને પુત્ર પોતાનું ગુજરાન ચલાવી શકે. તે ગરીબ છતાં સંતોષી હોવાથી સુખી હતો. ગાયન રસને જે જાણેછે, તેજ જાણેછે. ગવૈયો જ્યારે પ્રેમ ગાન કરે, ત્યારે તે પ્રેમમય બની જાયછે. જ્યારે શૃંગારનાં ગાયન કરે, ત્યારે તે શૃંગારમાંજ મ્હાલતો હોય !

નારાયણ પણ ગવૈયો હતો અને તેથી તે પણ હમેશાં અંતર કલ્પનામાંજ મગ્ન રહેતો હતો. પોતે સ્વદેશનું, જાતિ બંધુઓનું, કાંઈક કલ્યાણ કરવાને સમર્થ છે, એવું અન્યના મુખે સાંભળતાં ત્હેનું હૃદય પ્રફુલ્લિત થયું-પ્રેમ સાગરમાં ઉછળવા માંડ્યું; અને તેજ પ્રકારનું ગાયન કરતો તે ઘેર આવી પહોંચ્યો.

માતા પણ પુત્રને જોઇ આનંદથી બોલી "કેમ નારાયણ આજે વહેલો આવ્યો ?"

" માતા ! તું નથી જાણતી, કે આપણા બંધુઓ આજે સંકટમાંછે." કેટલાક અણસમજુ મનુષ્યો કેવળ સંબંધીઓનેજ બંધુઓ કહેછે. "બંધુઓ" શબ્દ સાંભળતાં માતાએ પણ એમજ ધારી પ્રશ્ન કર્યો, "આપણા બંધુઓ ?"

" જી, હા માતાજી આપણા બંધુઓ, આપણા દેશી ભાઇઓ."

"હા, પણ વ્હાલા પુત્ર, આપણે એમાં શું કરી શ: શકીએ?"

"માતા! એક ક્ષુદ્ર મનુષ્ય પણ જે કાંઈ ઇચ્છે તે કરી શકે. પહાડનું પાણી કરી શકે. તો આપણે કેમ ન કરી શકીએ? પ્રેમની જરૂરછે. અને શું આપણે બંધુ-પ્રેમશૂન્ય છિયે?"

વીરમાતા બોલી, "ના તેમ તો નથીજ."

"તો, આજ્ઞા આપો. મ્હારે યુદ્ધમાં જવું છે."

"યુદ્ધમાં! ત્હારે યુદ્ધમાં જવુંછે, પછી મ્હારૂં કોણ?"

"ઓ અજ્ઞાન માતા! ભોળી માતા! એમજ મનુષ્ય ભૂલેછે. ત્હારો એજ પ્રશ્ન માણસને મલીન કરી, ભવોદધિમાં ભમાવેછે. માતા! કહે, આંધો આંધાને દોરી શકે? કહે માતા, ભૂલેલો ભૂલેલાને માર્ગ બતાવી શકે?"

"નહિ; કોઈ કાળે નહિ!" માતા ગંભીર સ્વરે બોલી.

"એમજ છે. તું સમજે છે, કે કોઈ કોઇનો આધાર થઈ શકે નહિ, કેવળ પરમાત્માજ મનુષ્ય માત્રનો આધાર છે. માતા! એજ જગત્‌નો દાતાર છે, તો મ્હનેજ કેમ આધાર કહેછે?"

માતા નિરૂત્તર રહી. નારાયણ પુનઃ બોલ્યો,–"માતા! જગત્‌માં અનેક મનુષ્ય જન્મેછે, અને અનેક મરેછે, પણ

જગત્‌ના ઇતિહાસમાં નામ તો કોઇકિનુંજ રહેછે. અને ત્હેનું કારણ એજ કે મનુષ્ય સ્વાર્થની સાંકળથી બંધાયલોછે. મા-તા ! હવે શું કહેવા ઇચ્છે છે ?"

"જાં બેટા, સુખેજા. બરા થયું. હું મ્હારી ભૂલ સમજી. પુત્ર કાંઇ શુભ કાર્ય કરવા જાય, ને માતા ત્હેને રોકે, તો તે માતાને પાપિણીજ જાણવી. જા, ત્હારી શુભ ઇચ્છાને સફળ કર. પ્રભુ ત્હારો બેલી–સહાયક થશે." આ સાંભળી, આનંદાશ્રુ વર્ષાવતો નારાયણ માતાને દંડવત્ પ્રણામ કરી બોલ્યો, "વ્હાલી માતા ! જગતમાં માતાઓ ત્હારા જેવીજ હજો !"

પિતાની એક કટાયલી તલવાર કમરે લટકાવી દીધી. સારંગીની ધૂનમાં માતૃભૂમિનું જયગાન કરતો નારાયણ યુ-દ્ધક્ષેત્ર તરફ ચાલ્યો. યુદ્ધક્ષેત્રમાં આવ્યો. પણ અફસોસ! આર્યાવૃત્તના કરોડો બાળકો માટે, કનોજપતિ પડયો. રાજ-પૂતો નાશવા લાગ્યા. મુસલમાનો આગળ વધ્યા. કિલ્લાના દ્વારો બંધ થયાં. અંદર કોલાહલ થઇ રહ્યો. કહો ! હવે ગરીબ બાળક શું કરે ? પાઠક !. એકવાર પોતાને પ્રશ્ન કર, કે એ સ્થાને જો તું હોય, તો શું કરે ? નારાયણ સ્થિર ઉભો રહ્યો. નાસી છૂટવું, કે દુશ્મનોની અસિના ભોગ થવું ? પ્રશ્નની સાથે ઉત્તર મળ્યો; ત્હેના અંતરમાં ધ્વનિ થયો.

## કવિત,

નરતન પાયો ભી, સુકૃત કયસો કીનો તુને,
જાનત તું હ્રય જાયો, વોતો નિશ્ચય જાયગો;
સાર્થક ન કીનો તુને જીવનકો મૂઢ મતિ,
જીવન સત્ત્વહીન કહો, કોન ફલ લાયગો ?
ભીરૂ હોકે ભાગ્યો આજ, સંપૂર્ણ ન હુવો કાજ,
કાલ તો કરાલ તુજે, કાલ ખાય જાયગો;
ચેત ચેત મૂઢ મતિ, સંસારકી અયસી ગતિ,
પ્રેમહીન જીવ ના સાફલ્યતા કો પાયગો.

"પ્રેમહીન નહિ થાઉં ! મ્હને મ્હારા બંધુઓ પર પૂર્ણ પ્રેમ છે. બસ ! એ પવિત્ર ભૂમિ ! બ્રહ્મચારીઓની ભૂમિ ! સ્વતંત્ર ભૂમિ ! ભલે આખી દુનિયા ત્હારો ત્યાગ કરે, ભલે બધા ત્હને ભૂલી જાય, પણ એક તલવાર ત્હારા સ્વાતંત્ર્ય માટે લડશે, અને એક વિશ્વાસુ સારંગી ત્હારા યશોગાન ગાશે. પવિત્રતાનાં, બંધુ સેવાનાં ગાયન–કરનાર સારંગી ! મ્હારી પ્રિય વસ્તુ ! હુવે ત્હને પણ પ્રણામ !" એમ કહી તેણે સારંગીના તાર તોડી નાખ્યા. "હુવે એ પરતંત્રતામાં નહિ વાગે." એમ કહી, સારંગી ફેંકી દીધી અને તલવાર ખેંચી યાહોમ કરી તે રણમાં દોડયો. આ બાળકનું આટલું શૌર્ય જોઈ, કેટલાક વીર નરો ત્હેની સાથે ચાલ્યા, ને પુનઃ

એક વાર યુદ્ધ મચ્યું. પણ આર્યસંતાનો અસિના ભોગ થયા. નારાયણ પણ પડયો. ત્હેનો હાથ કપાતાં તલવાર બાજુએ પડી. તે અંતે બોલ્યો, "સ્વતંત્રતા અને પ્રેમથી પોષિત આત્મા ! દુશ્મનોની ગમે તેવી મજબૂત સાંકળો હવે ત્હને નહિ બાંધે. સ્વતંત્રતાના ગાયન કરનારા ! તું સ્વતંત્રજ રહ્યો." એટલુંજ કહ્યું, અને એટલુંજ કહેવાયું. નારાયણનો પવિત્ર આત્મા આ સંસારમાં અમર કીર્તિ રાખી લોકાન્તર ગામી થયો.

પ્રિય પાઠક ! જેણે પોતાના બન્ધુઓ માટે કંઇપણ નથી કર્યું, જેણે પોતાના દેશની દાઝ દિલમાં નથી ધરી, ત્હેનો જન્મ વ્યર્થછે. એકવાર પ્રાર્થના કર કે, હે પરમાત્મન્ ! અમ-સૈને નારાયણ જેવા બંધુ-પ્રેમી કર, કે જેથી અમે આ ભૂમિપર ભારરૂપ ન થતાં કંઈક ઉપયોગી થઇએ, અસ્તુ !



ॐ

# કથા. ૪.

## વિયોગી.

*Then sighs and tears flow fast and free,*
*Though none is nigh to share;*
*And life has nought beside for me,*
*So sweet as this despair.*

*H. F. Lyte.*

*विलम्बसे जीवित् किं द्रव द्रुतं
ज्वलत्यदस्ते हृदयं निकेतनम् ।
जहासिनाद्यापि मृषासुखासिका-
मपूर्वमालस्य मिदं तवेदशम्॥

*હે જીવિત ! હત્રે વિલંબ કેમ કરી રહ્યું છે ? શા કારણે જીવેછે? ત્વરિત દ્રવી ભૂત થા નિકળી જા. શું તું નથી જોતું કે મ્હારૂં હૃદય રૂપી આ ત્હારૂં ઘર બળી રહ્યું છે. રે ! હજી સૂધી પણ ત્હારી સુખાશા નથી જતી ? અફસોસ ! તું અપૂર્વ આળસુ છે. જેનું ઘર બળે તે શું એમાંજ બેસી રહે ? એ તો તું બળી મરવાનીજ યોજના કરેછે. નૈષધ ચરિત્ર.

રાત્રી એક પ્રહર વીતી હશે. ચૈત્ર માસ હોવથી આકાશ સ્વચ્છ વાદળા વિનાનું હતું. ચંદ્રમા અને તારા યથેચ્છ વિહાર કરી રહ્યા હતા. સરિતા ધૂ ધૂ કરતી પસાર થતી હતી. રાત્રીના સમયે પણ અનેક લોકો જળ વિહાર અર્થે હોડીઓમાં બેસી ફરવા નીકળી પડ્યા હતા. કાંઠે છો બાંધ આસનોપર બેસી કેટલાક લોકો, વાર્તાલાપ કે ગાયન કરતા બેઠા હતા.

આ આસનો પૈકિ એકપર એક ભવ્ય દેહવાળો યુવક બેઠો હતો. ત્હેની મુખ-મુદ્રા મોહક પણ હમણા શાન્ત શોકક્ષીન જણાતી હતી. ઉકત શ્લોક બોલી નિશ્વાસ નાંખી. તે ઉંડા વિચારમાં પડી ગયો.

દૂરથી પવનમાં ઉડતા આવતા ગાયનના ધ્વનિએ ત્હેને વિચાર નિદ્રામાંથી જગાડ્યો. ગાનાર જરા જરામાં શાન્ત રહી જતો. જરા હૃદય વ્યથાથી દબાઇ જતો, પુનઃ ગાયન શરૂ કરતો હતો.

+ રે....બાલમ પ્રી....તિ ના....બને,
દુનિયામાં રે હો સાચી....બાલમ પ્રીતિ....ના બને.
પ્રી....તિ નિશો આ....કરોરે મત પી છોડ ગમા....ર.
પી....ધું પા....છું નહિ ગલે તો બાં....ઇશ મુગો માર-રે બાલમ.
ભે....ખ ધરો વનમાં વસો પ્રીતિ કરો....ન કો....ય.
દુખી દરિદ્રી સૌ....જીવે....પણ પ્રેમી જીવ્યો ન કોય-રે બાલમ.

---

+ સાક્ષર શ્રી મણિલાલ નભુભાઈના એક કાવ્ય ઉપરથી. રાગ માઢ.

"ઓ કવિ ! શું ત્હારા આ કાવ્યમાં સત્યતાજછે ? શું સંસાર પ્રીતિ શૂન્યછે ? શું માતા, પિતા, ભ્રાતા, ભગિની, પત્નિ, આદિનો સંબંધ અસત્યજછે ? જો એમજ હોય તો જગત્ સમસ્ત અંધજછે, અને સ્ત્રી પુરૂષની પ્રીતિને અદ્વૈત કહેનારા રસિક કવિઓ અંધને દોરનાર અંધજછે. પ્રીતિ ! પ્રીતિ ! ત્હને કયાં શોધવી ? ચાલ એ ગાનાર નેજ પૂછું."

આટલું કહી જે દિશામાંથી ગીતધ્વનિ સંભળાતો હતો તે તરફ ચાલ્યો. વિશ્રામ સ્થાનોપર બેઠેલા લોકોને જોતો તે ઘણે દૂર એક નિર્જન સ્થાનમાં નીકળી ગયો.

ગાનારનો પત્તો ન લાગ્યો. આશ્ચર્યથી ચારે તરફ જોવા લાગ્યો. સ્હામેથી એક ભવ્ય કાળો આકાર આવતો જણાયો. યુવક ચોંકયો ! જીજ્ઞાસા-ભયની મિશ્ર લાગણીથી તે આકાર તરફ જોઈ રહ્યો. આકાર ધીમે પગલે યુવાન પાસે આવ્યો; આંખોના ભાગ શિવાય સઘળું શરીર જભાથી ઢંકાયલું હતું. 'કોણ શશી ?' યુવાન સ્હામે ઉભો રહી બોલ્યો.

યુવાન કમ્પયો. સ્તબ્ધ થઈ ગયો, રોમે રોમ ખડાં થઇ ગયાં. અંતરમાં અનેક વિક્રિયાઓ થવા લાગી.

આકારે જભામાંથી હાથ કહાડી યુવાનનો હાથ મઝબૂત પકડયો. 'શશી ! જો !' યુવાનની શુદ્ધિ ઉડી ગઈ.આસપાસ

જોવા લાગ્યો. અંધકાર વિના બીજું કંઈ ન હતું. આવનાર ના હાથમાં એક પ્યાલી હતી.

'રે પ્રેમી ! પ્રેમી ! ત્હારા માટે આજ છે.'

'એ શું છે ?' યુવાન ધ્રુજતે સ્વરે બોલ્યો.

'એ ઝહરની પ્યાલી,'

'શું મૃત્યુ ?'

'હા તું માગતો હતો તેજ.'

'પ....ણ....ત્હમે કોણછો ? મ્હારૂં....ના....મ કયાંથી જાણોછો ?'

'હું કોણછું' એ પૂછવાનો વખત નથી.'

'પણ મ્હને ઝહર શાને પાઓછો ?'

'વિષ્યનું ઔષધ વિષ્ય!'

યુવાનના નેત્રો સજળ થઇ ગયાં, તે આકારના પગ-પર પડયો.

'ત્હમે ભલે છુપાયલા રહો તો પણ તમે મ્હારા હિ-તૈષીછો. આ જગત્ રૂપી કાળાગૃહમાંથી મ્હને ઉગારવા.જ આવ્યાછો. પણ–પણ'–

'કંઈ લાખો નિરાશામાં અમર આશા છુપાઇછે.'

જેની પ્રીતિને ખાતર મ્હેં મ્હારો અભ્યાસ છોડયો, જેની પ્રીતિને ખાતર મ્હેં અનેક જોખમ વ્હોરીલીધા, જગત્ના અનેક

ઉપાલંભો સહન કર્યા, જેની પ્રીતિ ને ખાતર અનેક સ્વાર્થો નો ભોગ આપ્યો, જેને માટે હું મૂર્ખ દીવાનો થયો, ત્હેના હૃદયમાં મ્હારા માટે કેવી પ્રીતિછે એ જોવાની જીજ્ઞાસા પૂર્ણ કરો ! એજ આશાછે.'

' એ આશા પૂર્ણ થશે ! ચાલ પીજા !'

'આશાની સાફલ્યતાનું વચન આપોછો ને ઝહર પીવાની આજ્ઞા કરોછો, એ શું ?'

'શશી ! આ પ્યાલી પીવાથી આ સ્વાર્થી સંસારમાં ત્હારૂં મૃત્યુ થશે પણ પ્રેમ સંસારમાં ત્હારો જન્મ થશે.'

પ્યાલી લીધી. મુખે રાખી. પી ગયો. બેભાન થઈ ભુતલપર પડયો. આકાર અદ્રશ્ય થયો.

૨

સાયંઃકાલનો સમય હતો. સૂર્યનારાયણ ધીમે ધીમે લોકાન્તર દ્વારમાં પ્રવેશતા હતા. કંચનપૂરના હવાબંદરના રેતાળ મેદાનમાં અનેક મનુષ્યો આમતેમ ફરતા હતા. કોઈ કંઈ વાર્તા કરતા હતા. એક પુરૂષ અને સ્ત્રી એક સ્થાને વાર્તાલાપ કરતાં બેઠાં હતાં. ત્હેમનો થોડેક દૂર આપણે જોયેલો યુવક જીજ્ઞાસાથી ત્હેમની વાર્તા સાંભળતો બેઠો હતો.

પાઠક ! આપણને તો ગમે ત્હેની વાત સાંભળવાનો અધિકારછે. ચાલ તું પણ આવ ! આપણે એ વાર્તા સાંભળીએ.

'રમા ! ખરે, ત્હારા લજ્જિત લોચનો અને વાંકી ભ્રકુટીમાં આખા જગત્‌નું સૌંદર્ય કેમ નહિં જાણે એકઠું થયું હોય ! ત્હારી પાસે બેસી જગત્ સમસ્તને આનંદમય-સુખમય જોઉંછું. જગત્‌માં સુખ નથી એમ કહેનારાને મૂર્ખજ માનું છું.' સ્મિત હાસ્યયુક્ત વદને યુવાને ઉદ્‌ગાર કહાડયા.

યુવતી લજ્જાથી નીચું જોઈ રહી.

યુવાન–'પણ રમા હજી મ્હારી પેલી શંકા દૂર નથી થઇ. આપણું લગ્ન થયું તે પછી થોડો વખત તું હમેશાં નિશ્વાસ નાંખ્યા કરતી હતી એનું કારણ શું ? ત્હને મ્હારા સમ ! આજે ન કહે તો.'

યુવતી–'મ્હારા પ્રાણ ! ખરૂં પૂછો તો જીવનનું રહસ્ય હું આજેજ સમજી આપના પ્રતાપેજ સમજી.'

'કેમ !' યુવકે જીજ્ઞાસાથી પ્રશ્ન કર્યો.

શશી કુમાર–'રમા ! રમા ! જીવન રહસ્ય તું આજેજ સમજી ! અરે રે !! રમા શું ત્હારી પ્રીતિ આવીજ ?

યુવતી–'હું કુમારી હતી ત્યારે મ્હારા ઘરની પાસે એક રખડતો યુવાન સાધુ આવતો. અનેક પ્રકારના મોહિનીથી

મ્હારૂં મન વશ કરવા પ્રયત્ન કરતો.

શશી-'રખડતો સાધુ? ખરેખર રખડતો સાધુ!!'

યુવતી-'હું ભોળી ત્હેને વશ થઈ.' યુવકના નેત્રો ફાટી ગયાં. મુખપર ફીકાશ જણાઇ આવી. યુવતી લજ્જાને ભય થી વધારે ન બોલી શકી.

યુવતી શાન્ત થતાં યુવકની જીજ્ઞાસા વૃદ્ધિ પામી. તેણે સહસા પ્રશ્ન કર્યો,

'ચાલ વાર્તા સંપૂર્ણ કર.'

રમા-'હું જાણતી હતી કે મ્હારા વિયોગથી તે મરી જશે. ને ત્હેના વિયોગે હું દુઃખી થઇશ. એજ નિશ્વાસનું કારણ હતું.

દૂર ઉભેલો શશી કુમાર જીજ્ઞાસા, ગ્લાનીથીદ્રવવા લાગ્યો. "પુરાણો ને ઇતિહાસોમાં વાંચેલી રાક્ષસીઓની કથા ઓ સત્ય હો કે નહિં, પણ કહેવાતા કોમલ અંગ, કોમલ હૃદયમાં આવી ક્રૂરતા ને પોષનાર રાક્ષસી તો આજે પ્રત્યક્ષ જોઈ." તે નિશ્વાસ નાંખી મનમાંજ બોલ્યો.

રમા—'હૃદય વલ્લભ! ખરે હું કાલ-પરિવર્ત્તનના સામર્થ્ય વિશે અજ્ઞાત હતી. આપના પ્રેમે મ્હને સઘળું ભૂલાવ્યું છે.

શશી—'ઓરે નારી ! નારી ! ખરેખર ત્હારી પ્રીત કૃત્રિમછે. પ્રિય, પ્રિય કહી મન હરનારી ! અનેક પ્રેમ વચનો આપનારી ! ત્હારા મોહક અંગમાં મનુષ્યને પાયમાલ કરવા આવાં શસ્ત્રો હશે એતો આજેજ જાણ્યું.

રે....આતો પ્રીતિને નામે પ્રપંચ !
જૂઠો સ્વાર્થ ન પ્રીતિનો અંશ.
એની પ્રીતિમાં પડજોરે ધૂળ,
એની પ્રીતિનું બળજોરે મૂળ.

રમા ! રમા ! ત્હેં દગો કર્યો. મ્હને છેતર્યો.' આટલું બોલી તે સ્તબ્ધ થઇ ગયો. જોયેલો આકાર દ્રષ્ટિ સમીપ તરવા લાગ્યો.

'દુનિયામાં રે હો સાચી બાલમ ! પ્રીતિ ના બને.!'

એ ગાન પંક્તિ પુનઃ પુનઃ ત્હેના હૃદયમાં સ્ફુરવા લાગી.

૩

શશી કુમારના માબાપ ત્હેને માત્ર છ માસનો મૂકી મરી ગયાં હતાં. સરલા નામની સરલ હૃદયા બ્હેનને ત્યાં પાલણુ પોષણુ થવા લાગ્યું. દૈવગતિ વિચિત્રછે. બે વરસનો થયો ત્યારે બ્હેન પણુ સ્વર્ગ નિવાસી થઈ. બાલક શશી-

કુમાર અનાથ જેવો થઈ રહ્યો. સંબંધી ન રહ્યો. ગામમાં ટૂકડા માગી પેટ ભરવા લાગ્યો. અંતે અનાથના નાથે જાણે દયાજ કરી હોય તેમ, ભિક્ષા અર્થે ગામમાં આવેલા બેત્રણ સંન્યાસીએ એ બાળકને જોયો. બાળકની મનોહરતા તેમ અનાથતાપર દયા લાવી પોતાની સાથે લઈ ગયા.

આ સન્યાસીઓનો મઠ હરિદ્વારની ઉત્તરે એક નિર્જન સ્થાનમાં હતો, વસ્તીથી તેઓ હમેશા દૂર રહેતા. કેટલાક સાધુઓ ભિક્ષા માટે કે ઉપદેશ માટે પાસેના નગરોમા જતા. મઠાધિશ શ્રીચિદાનંદ સ્વામી એક સાત્વિક વૃત્તિધારી મહાત્મા હતા. ત્હેમણે મઠની ઉતમ વ્યવસ્થા કરી હતી. સન્યાસીઓના ધર્મ કર્મનું પૂરેપૂરૂં નિરિક્ષણ થતું.

વાર્તાનો નાયક શશીકુમાર થોડાજ વખતમાં સન્યાસીઓમાં અતિપ્રિય થઈ પડયો. પાંચ વર્ષની ઉમરથી સંસ્કૃત અભ્યાસ થવા માંડયો.

વય એકવીશનું થયું. સાધુઓની સાથે વસેલા શશીને પોતાની ઉત્પત્તિની શંકા થતી. જીજ્ઞાસાથી તે સાધુઓને પૂછતો, પણ સંતોષ કારક ઉત્તર મળતો નહિં. જગતજનોના વર્તન નીતિ, રીતિથી પણ તે અજ્ઞાતજ હતો.

આજ વખતે મઠની યાત્રા એ એક ધનવાન કુટુંબ આવ્યું. આ કુટુંબમાં નરેન્દ્ર તેની પત્નિ સાવિત્રી અને

બે બાળકો-ભૂપેન્દ્ર અને રમા હતાં. સાથે બે ચાકરો પણ હતા.

'તીર લગે ગોલા લગે લગે અસીકા ઘાવ

નયન કીસકો મત લગો જાકો નહિં ઉપાવ.'

વય આવતાં જેમ શરીર કાન્તિ ખીલેછે તેમ હૃદય-સંસ્કારો પણ ખીલેછે. યૌવન-મદ એમાં જયોતિ પ્રકટાવેછે. શશી કુમાર એક નૈષ્ઠિક બ્રહ્મચારી હતો. શરીર કાન્તિ મોહક હતી.

રમા ધનવાન માબાપની કન્યા હતી. રૂપ, લાવણ્ય મૃદુતાથી તે ગમે તેવાનું મન આકર્ષવા શક્તિવાન હતી. શશી અને રમાનાં નેત્રો મળ્યાં. હૃદયમાં કંઈક નૂતન ચમત્કૃત્તિ થઈ. એ ચમત્કૃત્તિ તે પ્રેમ ચમત્કૃત્તિ હતી. વધારે રહે તો સારૂં. વધારે રહિયે તો સારૂં. ઉભય હૃદયોની એજ અભિલાષા હતી. પણ મનની મનમાં રહી. જૂદા પડયા. નરેન્દ્ર સહકુટુંબ વિદાય થયો.

શશીકુમાર ઉદાસ રહેવા લાગ્યો. ધર્મ ધ્યાનથી રહેનું મન ડગી ગયું. પ્રિયતમાની સમાધિમાંજ તલ્લીન રહેવા લાગ્યો. ગુરૂ આશ્રમ ન્હેને કંટાળારૂપ-બંધન થઇ પડયું. બંધન મુક્ત થવા નિશ્ચય કર્યો. ઇચ્છામાંથી વિચાર અને વિચારમાંથી કાર્ય શક્તિનો જન્મ થયો.

યોગના સામર્થ્યથી ગુરૂજીએ શશીની વિહ્‌વળતાનું કારણ જાણી લીધું. શિષ્યને સંસાર-રસ જોવાની પ્રબળ ઈચ્છા હતી, તો એ પણ દ્રષ્ટા થઈ જોવા દેવાનો કલ્યાણ-વિચાર ગુરૂજીને ઉદ્‌ભવ્યો.

૪

શશી ગયો! એને તો નયન બાણ લાગ્યાં! આહા! કામિનીના કટાક્ષથી ન ભેદાય એવું કયું હૃદય હશે? એવી કંઈ કંઇ વાર્તા મઠવાસી સાધુઓમાં થવા લાગી.

શશી કુમાર પ્રિય સ્થાન-ઈષ્ટ સ્થાનમાં આવ્યો. શોધ કરતાં નરેન્દ્રના ઘરનો પત્તો લાગ્યો. પ્રિય-દર્શનની પ્રબલ આશાએ જેણે રાત્રી સમસ્ત સ્વપ્ન કે જાગૃત અવસ્થામાં ગૂજારી હતી, તે શશીકુમાર પ્રાતઃકાલે ઘરની સ્હામે આતુર દ્રષ્ટિએ બારી તરફ જોતો ઉભો રહ્યો.

ત્હેની વેધક દ્રષ્ટિથી કે પ્રબલ ઇચ્છા શક્તિથી, કે સ્વેચ્છાથી આકર્ષાઈ અંતે પૂર્ણિમાના ચંદ્ર સમાન મુખ કાન્તિવાળી રમા બારીપર આવી. ચારે નેત્રો એક થયાં. અન્યોન્યની હૃદય-ઉર્મીઓ હૃદય ભાવો વિનીમય થવા લાગ્યા' ઉભય શરીરો કંપવા લાગ્યાં. આખરે આ નેત્ર યુદ્ધ સમાપ્ત થયું. રમાને કંઈ કામ અર્થે માતાએ બોલાવી. શશી તરફ પ્રેમ કટાક્ષ કરતી, સ્મિત કરતી, માતાની આજ્ઞા પાળવા

ચાલી ગઇ, શશી શૂન્ય બારી તરફ શૂન્ય હૃદયે જોઈ રહ્યો.

'અહો બારી ! બતાવીદે પ્રિયાને ક્યાં છુપાવી છે.?'

એક બે ત્રણ વખત મેળાપ થયો. વાર્તા થઈ. અન્યો ન્યના વિચારો જાણ્યા. પ્રિય પાઠક ! એ વાર્તા, એ વિચા- રોમાં આપણે શું સમજીએ. ? આપણા માટે તો કલ્પના ક્ષેત્રજ છે.

આ વાર્તા અંતે નરેન્દ્રને વિદિત થઈ. કુમારીકા રમાના આલક્ષણો જોઇ તે ગભરાયો. ઇંગ્રેજી વિદ્વાન છતાં પરજ્ઞાતિના સાધુ જેવા શશીને રમાનું કન્યાદાન દેવાની હિંમત કરી શકયો નહિં. શીઘ્રજ ત્હેણે કંચનપૂરના કમલાકાન્ત નામના એક યુવાન સાથે રમાનો લગ્ન સંબંધ ગોઠવ્યો. રમા અને શશીનો મેળાપ ન થાય એવા ઉપાયો યોજયા. રમાને ન જોવાથી હમેશ નિરાશ થઈ, નિશ્વાસ નાંખી પાછા ફરનાર શશીને રમા સંબંધની વાર્તા વિદિત થઈ.

શશીની આશાઓના કિલ્લાઓ એકજ પવન ઝપાટાથી કડડાટ કરતા પડી ગયા. આશા ત્હેના હૃદય મંદિરને ખાલી કરી ચાલી ગઇ. ત્હેને માટે હવે સંસારમાં શું હતું ? શૂન્યકાર ! નિરાશા ! દુઃખ!

રમાનું લગ્ન સમાપ્ત થયું. ગઈ! ગઈ! હમેશને માટે

ગઈ! પણ રે આશા! તું ન ગઈ. આશાએજ ત્હેને કુંચન પૂર મોકલ્યો. પ્રિય દર્શન લાલસાએ તે એક માસ રખડયો. દર્શન ન થયાં. અંતે આત્મઘાત કરવાનો નિશ્ચય કર્યો. આપણે ત્હેને શરૂઆતમાં જોયો તેમ સરિતા કાંઠે આવવાનું કારણ એજ હતું.

વિષ્ય-પ્યાલી-પ્રેમ-પ્યાલી પાનાર ત્હેની અદ્રશ્ય રીત્યે રક્ષા કરનાર ચિદાનંદજી હતા. ગુરૂપ્રતાપે ત્હેણે રમાની નિષ્ઠૂર પ્રીતિ જોઇ.

હવે ત્હેને સંસાર શલ્યરૂપ લાગેછે. તે પ્રેમના કિર્તનો માંજ સમય વ્યતીત કરેછે. સાંભળ પાઠક! તે શું ગાયછે.?

૧ 'અહા ઉસ્તાદ! પાયો કયાં મ્હને આ ઇશ્કનો પ્યાલો,
કર્યો સંસાર ભર સૂનો વફાઇ કયાં મળે ચાલો.
ફના કરવું ફના થાવું ફનામાં સહુ સમાઈ છે.
મરીને જીવવાનો મંત્ર દિલબરની દુહાઇછે.
હજારો ઓલીયા મુરશદ ગયા માશુકમાં ડુલી,
ન ડુલ્યા તે મુવા એવી કલામો સખ્ત ગાઇછે.'

---

૧ સ્વર્ગસ્થ સાક્ષર શ્રી મણિલાલ નભૂભાઈ.

# કથા ૫

—•—

## પ્રીતિ લગ્ન.

—•—

સજ્જન આતાં સ્નેહકી ઇસ મુખ કહી ન જાય
મુંગેકુ સ્વપ્ન ભયા સમજ સમજ પસ્તાય.
( લૌકિક )

*For ever Fortune wilt thou prove,*
*And unrelenting foe to love;*
*And when we meet a mutual heart*
*Come in between and bid us part!*

*J. Thomson.*

૧

પ્રભાતના સાત વાગ્યા હશે. સૂર્યનારાયણ ભગવાને આકાશ અને સૃષ્ટિને શાન્ત લાલ સુરખીથી રંગી દીધાં હતાં. ધંધાદારીઓ પોતાને ધંધે જતા હતા. "નિત્યકર્મનો વખત થયો" એમ કહી નિત્યકર્મ કરનારાઓ પોતાના કર્મમાં જો-

ડાતા હતા. ભક્તો ઉચ્ચસ્વરે પ્રભાતીયાં લલકારી રહ્યા હતા. માર્ગપરથી પનીઆરીઓની હાર સુવર્ણ રંગના સ્વચ્છ ઉજ્જ્વલ જલપાત્રોને શોભાવતી પસાર થતી હતી.

એક યુવાન હાથમાં કેટલાંક પુસ્તકો લઈ સૂર્યપૂરના આ વિશાલ માર્ગમાંથી પસાર થતો હતો. ત્હેનું શરીર સાધારણ—બહુ પુષ્ટ પણ નહિં; તેમ બહુ કૃષ પણ ન હતું. કંઈ ગંભિર વિચારમાં તલ્લીન હોય એમ ત્હેની મુખમુદ્રા ઉપરની જણાતું. એક મહાલયના દ્વારમાં પેઠો અને દાદર પર થઈ ઉપર ચાલ્યો.

પ્રાતઃકાલના મંદ પવનમાં નાચતા સુકોમલ કંઠના મધુર ગાન—ધ્વનિએ ત્હેનું ધ્યાન ખેંચ્યું. પ્રાતઃકાલના વખતે શું પ્રભાતિયું કે હરિભજન ગવાયછે ? ના ! તેવું કંઈ નથી આતો પ્રેમ ગીતછે.

## રાગ કુમરી.

પ્રીતિ સ્વાર્થ સંબંધ ન લેખે એ ઉરની ગ્રન્થી લેહેરે—પ્રીતિ
કીટ બળે દોડી દીપ ઉપર ચાતક વૃષ્ટિ અર્થેરે—
ચારૂ ચકોરી પ્રિય મુખ જોવા આતુર, આતુર ઝંખેરે—
પદ્મિનિ પ્રાણુને વ્યોમે વિલોકી હર્ષે જાગી ખીલેરે—
ઓ ઉર વલ્લભ ! ઓ ઉર માળી ! ઉર—ચાતક ઝંખેછેરે—
ચિત ચોરી પ્રિય ! નયન છીપાવો ના નહિં તહમને શોભેરે—

'ઓ અભાગિયા! જો જો તો ખરો જેના ગીતમાં આ અંતર દુઃખ રેડાયછે ત્હેના હૃદયમાં કેવું ભયંકર ચિત્ર હશે?' સાંભળનાર સહસા બોલ્યો.

ગીત સમાપ્ત થયું. ગાનારીનો નિશ્વાસ સંભળાયો. યુવક દ્વાર ખોલી અંદર દાખલ થયો ચંદ્રના દર્શનથી જેમ ચંદ્રકાન્ત મણિ દ્રવે તેમ પ્રિય દર્શનના આનંદથી, અંદર આરામ ખુરશીપર બેઠેલી હમણા ગ્લાની યુક્ત પણ કાંતિમાન વદનવાળી સ્નેહ લતા ચમકી. જેનું ચિંતવન કરતી હતી તેજ આવ્યા. દૈવ! ત્હારી ગતિ વિચિત્રછે." તે મનમાંજ બોલી. વેણીરામ આજે સવારે!" તે લજ્જાયુકત સ્વરે બોલી.

"ભાઈ પાસે જરા કામ હતું. ત્હમારૂં પ્રેમ—ગાન સાંભળી અંહિ આવ્યો." સ્મિત કરી વેણીરામ બોલ્યો.

પ્રેમગીત! પ્રેમગીત! એ શબ્દો વિરહીણીના હૃદયમાં કુતુહલ કરવા લાગ્યા. ત્હેના મુખપર લજ્જા શોકની છાયા પ્રત્યક્ષ થઇ.

વેણીરામનું મુખ પણ દીન થઈ ગયું. 'મ્હારી લતા!.... હું દીનછું એજ આપણા દુઃખ-નિરાશાનું કારણ.'

સ્નેહલતાના વિશાળ નેત્રમાંથી એક અશ્રુ-બીંદુ ખરી પડ્યું.

"હું જઈશ ? આટલુંજ બોલી વેણીરામ ચાલી નીકળ્યો. સ્નેહલતાના આતુર નેત્રો તે દેખાયો ત્યાં સૂધી એજ દિશામાં જોઈ રહ્યા.

વેણીરામ સાધારણ સ્થિતિનો કારકુન હતો. વય વીશ વર્ષનું હતું. બાલપણુથી જ રંક અવસ્થામાં-દુઃખમાં ઉછરેલો હોવાથી તેમાં નીતિના કેટલાક અનુપમ ગુણો વિકાસ પામ્યા હતા.

પ્રીતિ, નીતિને વ્યવ્હારને રીતિને કે સ્થિતિને નથી જોતી. તે અંધછે. સ્નેહલતાના ભાઈ ગોવર્ધન સાથેની મૈત્રીમાંથી, આ પ્રીતિનો ફણગો ફૂટયો. ચાર આંખ મળતાં હૃદય સત્વ વિનીમયનો આરંભ થયો, પણ ભાવિ નિરાશા દુઃખનું કારણુ હતી. ઉભયની સ્થિતિ અને સંજોગોનો વિચાર કરતાં સંબંધ દુર્લભ હતો.

૨

ગોવર્ધન સાથેનું કાર્ય આટોપી વેણી ઘેર આવ્યો. માતાને કેટલીક સ્ત્રીઓ સાથે આનંદથી વાર્તા કરતી જોઈ. "વેણી આવ્યા." "આ તમારા વેણીરામ" બેત્રણુ સ્ત્રીઓ સાથેજ બોલી ઉઠી.

"વેણી, ત્હારૂં સગપણુ થયું." માતા આનંદથી બોલી.

"શું બોલેછે ?" વેણી સ્તબ્ધ થઈ ગયો.

"પુત્ર, ત્હારૂં અહો ભાગ્ય."

"મ્હારૂં સગપણ! ક્યારે થયું? કોની સાથે થયું? કેમ થયું? કોણે કર્યું?" આ પ્રશ્નો લાગલાજ પૂછ્યા.

"તું ગાંડો થયોછે કે શું?"

"હા ગાંડો થયોછું માતા પણ સગપણ એટલે શું?"

"તે અમે શું જાણીએ?"

જો તમે એટલું નથી જાણતા તો લગ્ન જેવા પવિત્ર કાર્યમાં હાથ નાંખવાનો ત્હમને અધિકાર પણ શોછે? દેશની પાયમાલીનું કારણજ એ ત્હમારા વગર વિચારના લગ્નોછે. શરીર જડછે અને જડ નિષ્ક્રિયછે. ત્હેનું લગ્ન થતુંજ નથી. લગ્ન તો હૃદયનુંજ થાયછે. માતા તું જાણેછે કે મ્હારા હૃદયનું લગ્ન થયું છે?

માતા નિરૂત્તર થઇ. અમને આવી ખબર ન હતી. લોકો કહેતા હતા કે જુવાન દીકરો કુંવારો બેસાડી રાખ્યો છે.

'હા! માતા! માતા! ત્હમે કહેવાતા હિતૈષી કરતાં આ કાર્યમાં તો મ્હારા વૈરીજ થયાછો. મ્હારા જીવનની અનેક ઉચ્ચ અભિલાષાઓનું ત્હમે છેદન કર્યુંછે. ત્હમારી થતી નિંદારૂપી વેદીમાં ત્હમારા વ્હાલા પુત્રનુંજ બલિદાન કર્યું છે. ત્હમે મ્હારૂં હિત ન જોયું.'

વેણીગમના મુખપર આનંદની છાયા જોવાની આશા રખનારી સ્ત્રીઓ પણ ચોંકી. ફળીયાંના માણસો એકઠા થઈ ગયાં. એક જોશી પડોસીએ વેણીને શાંત કરવા કહ્યું.

"सुखमापतितंसेवेदुःखमापतितंतथा ।
[illegible]रिवर्तन्तेदुःखानिचसुखानिच ॥"

વેણીરામ—'હેને માટે મ્હને ચિન્તા નથી. પણ તે દુઃખના કારણ રૂપ અજ્ઞાનતાને માટેજ મ્હારૂં હૃદય બળેછે. અને એ બળતા હૃદયમાં આ શરીર હોમાશે.'

જોશી—'ભાવિની ગતિ વિચત્ર છે'

વેણી—'અગ્નિમાં હાથ નાંખશો તો બળશેજ એમાં ભાવિ શાનું?'

જોશી—'પણ ભાવિ ન હોય તો હાથ નાંખવાનું સુઝેજ કેમ?'

વેણી—'એ અજ્ઞાનતા. ટળી ન શકાય તે ભાવિ.'

"લેખ ભાઈ લેખ" એક પાસે ઉભેલી સ્ત્રી બોલી.

વેણી—"તો મ્હને જે કરવાનું સુઝેછે અને કરીશ તેપણ લેખજ સમજજો."

"શું બોલેછે?". માતા ભય અને આશ્ચર્યથી જોતી બોલી.

---

૧ આવી પડેલ સુખને તથા આવી પડેલા દુઃખને ભોગવવું કારણ કે ચક્ર સમ સુખો અને દુઃખો નીચે ઉંચે ફર્યાજ કરેછે.

ઉત્તર આપ્યા વિના પુસ્તક ફેંકી વેણી ચાલ્યો ગયો.

રાતનો આનંદ હિમગિરિમાં ફેરવાઈ ગયો.

જોશી—'ભાઈ ત્હમે શાન્ત થાવ. ઉછાંછળો છોકરો છે, હું સમજાવું છું.' 'વેણી ! એ વેણી ભાઈ!!' જોશી મ્હારાજે હાંક મારી.

વેણી ઉભો રહ્યો.

જોશી મ્હારાજ અને વેણીરામ સાથે ચાલ્યા.

જોશી—'વેણી ભાઇ, ત્હમે વિચારો, સમજો, ત્હમારૂં શું ખોટું થયું?'

વેણી—'જેની સાથે મ્હારો સંબંધ કર્યો છે ત્હેની સાથે મ્હારો સંબંધ થયો નથી અને હવેજ નહિ ભાઈ, અને લગ્નને નામે ત્હમે અનેક અનર્થો ઉપજાવો છો; તો ત્હેનું મ્હારા અજ્ઞાન દેશીઓને દર્શન કરાવવા આ મ્હારૂં દગ્ધ જીવન અર્પણ કરીશ.'

જોશી—'શું લગ્ન એ અનર્થ છે?'

વેણી—"પ્રીતિ લગ્ન એજ લગ્ન છે બાકીતો વિઘ્નજ છે."

જોશી—"પ્રીતિ લગ્ન કોને કહોછો? શું સાહેબ લોકોની પેઠે આપણી કન્યાઓ પણ ભટકે ને વર શોધે એ પ્રીતિ લગ્ન? એ તો અનર્થની વૃદ્ધિજ કરશે."

વેણી–'નહિ, પ્રીતિ લગ્ન એ નથી. મનુ ભગવાને કહ્યું છે તે પ્રમાણે ભલે માબાપ લગ્ન કરે પણ ... ના સુખનો સવાલ પ્રથમ છે. એ સુખને માટે રૂપ, ગુણ અને વયનું સંપૂર્ણ નિરિક્ષણ થવું જોઇએ.

૧'એ મિત્રતાનો હેતુ પણ રસ ઐકય વિણ નહીં ...
નહીં અરે ઉરપારો વિગુણ ચિત સ્થળી ઉપર ...
રસ ઐ... વિણ મન ઐકય નહિં એ સુત્ર શિખવ્યું ...
મન ઐકયવિણ નહિં મિત્રતા પ્રભવે ગુરૂ ...
સંસાર સ્વાર્થ અભિન્ન થાતાં ભેદનું કારણ નહિ,
સ્ત્રી પુરૂષની તેમીજ સઉમાં મિત્રતા ઉત્તમ કહી. '

'મહારાજ, સ્ત્રી પુરૂષના લગ્નની પવિત્રતા અને ... તા ઉપરજ ભાવિ પ્રજાના શારિરીક, નૈતિક અને માનસિક ગુણોની ઉન્નતિ કિંવા અવનતિનો આધાર છે ... અને પિતાની આંખોજ લડતી હોય ત્યાં ... કયાંથી શિખે? અને ઘરમાં પ્રેમ નથી ત્યાં વિશાળ દેશ... કરોડો મનુષ્યોપર પ્રેમ કયાંથી થાય અને દેશ પ્રેમ ... દેશોદય કેમ થાય?

મહારાજના નેત્રો ફાટી ગયાં.

વેણીનું ભાષણ આગળ ચાલ્યું. "લગ્નની પુખ્ત ...

---

૧સ્નેહ સુધા.

પહેલાં થયેલું બાલ લગ્ન દેશની સર્વ પાયમાલીનું કારણછે. એથીજ પ્રજા નાહિંમત, નિર્માલ્ય, આળસુ થાયછે. એવું લગ્ન કરનારા તો લગ્નના અર્થથી પણ અજ્ઞાત છે, પણ ગોઠવનારા માબાપોજ પાપીછે.

વૃદ્ધ પુરૂષ અને બાળા કિંવા મુગ્ધા અને બાળકના લગ્નો વય-કજોડા ઉત્પન્ન કરી આ સંસારમાંજ નર્ક ભોકતા થાયછે. ત્હેમના જીવનમાં સુખનું કિર્ણ પણ ભાગ્યેજ જોવાય.

કન્યા સ્વરૂપવાન, લાવણ્ય વતી, અને પતિ રોગી કે રાક્ષસી પ્રકૃતિનો અથવા કન્યા રાક્ષસી પ્રકૃતિની, અને પતિ કાન્તિમાન એ રૂપ કજોડાં દમ્પતિમાં અભાવ ઉત્પન્ન કરી અનેક દુઃખનાં કારણ બનેછે.

પતિ પુસ્તકો રચે, કાવ્યો લખે, વિદ્વાનોની સભામાં બિરાજે ને પત્નિ રાજવીઓ ગાય, રસગંડળીમાં જાય, કે પુત્રને માટે દોરા ધાગા કરવનારી મૂર્ખી હોય, તેમ પત્નિ સતી પતિવૃતા, ચતુરા, સુશીલા હોય ને પતિ પરસ્ત્રી લંપટ, જુગારી કે વ્યસની હોય એ ગુણ કજોડાં સૌથી ખરાબ છે.

આવા કંઈ પણ દોષ વિના થયેલું લગ્ન તે રસ-લગ્ન. એમાંથીજ પ્રીતિ-લગ્ન થાયછે."

જોશી–"પણ સગપણ વખતે આપણે આ ક્યાં જોવા જઈએ?"

વેણી-'તે બરાબર જોવા એજ મા બાપનો ધર્મ છે.'

જોશી-'પ્રથમ સારૂં જોઈએ અને પછીથી ખરાબ નીવડે તો.'

વેણી-'એમાં પણ કંઈ કારણ તો હોયછે પણ આમ અમે "નસીબ" શબ્દ મુકી શકીએ.'

જોશી-'પણ આ રહસ્ય તમારા સંબંધીઓને કેમ ન સમજાવ્યું.'

વેણી 'આને લજ્જા કહો કે મૂર્ખતા.'

"હરિ ઈચ્છા" કહી મહારાજ વિદાય થયો.

૩

લતાના પિતા અને ભાઈ વખારે ગયા હતા. માત અને ભાભી ગૃહ કામમાં રોકાયાં હતાં. ભાઈનો ન્હાનો પુત્ર પરસાળમાં રમતો હતો. સ્નેહલતા કંઈ ગૂજરાતી પુસ્તક વાંચતી પોતાના ઓરડામાં બેઠી હતી. બાર ઉઘડ્યું. વેણીરામ દાખલ થયો. નેત્રમાંથી અશ્રુની ધાર ચાલી રહી હતી. કરજોડી માથું નમાવી પ્રિય મૂર્તી સ્હામે ઉભો રહયો, 'દેવી! દેવી! રજા આપો. આ અભાગિયા ત્હેના પાપની માફી આપો.'

"શું બોલોછો!" હાઈ સ્વરે, વિલે મુખે લતા બોલી.

"શું બોલું મ્હારૂં ભાગ્ય ફૂટયું, અંજળ ઉઠી ગયું."

લતા—"વેણી મ્હારા વ્હાલા મ્હને સંભાળજો." આટલું જ બોલ્યું, કોમલ હૃદય કમ્પ્યું શરીર ધ્રુજવા માંડ્યું. અને ભયંકર તોફાનથી કોમલ વૃક્ષ વળી જાય તેમ લતાનું સુકુમાર શરીર બેભાન થઈ ભૂતલપર પડ્યું

વેણીના હૃદયમાં પણ દેવ[illegible]

હંસા સરવર જયું જ્યાં [illegible]
મ્હેં તો કુ લયસે જપું જ[illegible]

લતા મ્હારી કોમલ લતા! [illegible] વિરાગી થઈશ, રણમાં કે પર્વતોમાં ભટકીશ પણ ત્હને નહિં ભૂલું બેભાન થઈ સુતેલી લતાના મુખપર દ્રષ્ટિ જરા ઠરી. નિષ્કલંક લલાટ-ચંદ્રપર પવનના ઝોંકે ઝુલતી ફરકતી લટો જોઈ. મનમાં કંઈ કંઈ થયું. શરીર [illegible], આગળ વધવા ઈચ્છવા લાગ્યું. [illegible] હાથ પકડ્યો. અન્તિમ દ્રષ્ટિપાત નાંખી, વેણી ચાલ્યો ગયો.

લતા બેભાન પડી રહી, અંતરમાં દુઃખ સ્વપ્નની સૃષ્ટિ રચવા માંડી.



# કથા ૬

## હૃદય લગ્ન.

*Love rules the camp the court the grove;*
*And men below and saints above;*
*For love is heaven and heaven is love.*

*SCOTT.*

સૂર્ય નારાયણ ભગવાન અસ્ત થઈ ગયા હતા. સંધ્યાના રમણીય વખતે અરણ્યોદ્યાનમાં વિધ વિધ પ્રકારના પક્ષીઓ વિધ વિધ ગાયન ઉચ્ચાર કરતા વૃક્ષોપર ઉડાઉડ કરી રહ્યાં હતાં. વિવિધ પુષ્પ-લતાઓ પવનની મંદમંદ લહરીઓ સાથે કેલી કરતી, બહુરંગી પુષ્પોને રમાડતી, આસપાસના પ્રદેશને સુવાસિત કરતી ઝુલી રહી હતી. રંગબે રંગી પીંછીવાળા મયુરો નૃત્ય કરી રહ્યા હતાં. આંબાના ભારથી લચી પડેલી આમ્ર શાખાઓપર બેસી, કોકિલાઓ ટહુકા કરી રહી હતી.

આ શોભામાં અનેકધા વૃદ્ધિ કરનાર એક રમ્ય વહની

મુગ્ધ બાલા પોતાના સુકુમાર હાથમાં કુસુમપાત્ર લઈ કુસુમો વીણી રહી હતી. ત્હેનું સૌન્દર્ય અનુપમ હતું. કારણકે સાધારણ ઉપમાઓ ત્હેને માટે અર્થે ગજ હતી. ચંદ્ર કલંકિત છે માટે ત્હેને ચન્દ્રવદના પણ ન કહેવાય, મૃગનયના કહેતાં ત્હેના નયનની આકર્ષણ શક્તિ ભૂલી જવાય. ત્હેની નાસિકા શુક ચંચુથી તુલિત થઈ શકે? કદાપિ નહિં. તેમ દંતને દાડિમ કળીની ઉપમા આપવી એ પણ અન્યાયજ કહેવાય. કંઠને કપોત કંઠની ઉપમા પણ ન અપાય. કુચદ્વયને ગંડસ્થલની ઉપમા આપવી એ પણ યોગ્ય ન કહેવાય. નાભિ પ્રદેશને કંચન કૂંડિ કહેવાય? ના.

આવા અપૂર્વ સૌન્દર્યનાં કરકંકણ, રેશમી જરીયનાં નરક કટી મેખલા, પદનૂપુર તથા તિલક બિન્દી આદિ વસ્ત્રાલંકારથી નૂતન શોભાની વૃદ્ધિ થતી હતી. આ સુંદરી કોઇના આવવાની રાહ જોતી હતી.

કુસુમપાત્ર પૂરેપૂરૂં ભરાતાં તે એક લતા મંડપમાં બેસી પુષ્પ-માલા ગુંથવા લાગી ગુંથતા કંઈ વિચાર સ્ફુર્યો. માળા તરફ દ્રષ્ટિ કરી અવ્યક્ત મધુર ગાનને કંઠમાં આળોટવા લાગી.

---

રાજસભા સૈન્યસ્થાન કુંજકુંજ સર્વત્ર-સૃષ્ટિના મનુષ્ય મા[illegible] દેવમાત્ર-બધે-પ્રેમનુંજ સામ્રાજ્ય છે. કારણકે પ્રેમ સ્વર્ગ છે અને સ્વર્ગ પ્રેમ છે.

સ્કોટ.

"સાગર વીચિ જ્યમ શશી દર્શનથી ખળભળી ખળભળી કંપે,
પીયુ મુખ સ્મરણુ થતાં મન મ્હારૂં એમજ આતૂર તલપે.
રે........સખી કેમ નહિં આવી."

ફરી માલા ગૂંથવા લાગી, ત્યાં તો કોઈ ડુલતી સુંદરીએ પાછળથી આવી ત્હેની આંખો દાબી પ્રિય-સંદેશાની રાહ જોતી વિરહીણી સહસા બોલી, "કોણ કાન્તા, મેલને બેન! આવી તે શું થતી હઈશ."

'હું....કાન્તાનું નામ તરતજ આવ્યું કેમકે એ તો સંદેશો લઇ ગઈ છે!' આવનાર સખી આંખો પરથી હાથ ઉઠાવી બોલી.

માલા ગૂંથનાર બાલા લજ્જાથી નીચું જોઇ રહી.

'પૂરેપૂરી સાહસી શૂરી વામા! તું વખણાયે;
માટે રસના ઘુંઘુરી ઘમકવી પડ ર્‌હામાં પગલાંએ.' ૧

સખી નેત્ર ચલાવતી હાથના ચાળા કરતી બોલી, 'સખી! એમાં લજ્જા શાની? ચન્દ્રકલા અને ચન્દ્રનો વિયોગ કેવો? જો! જો!'-લતા મંડપ તરફ હાથ કરી બોલી.

'ચંચલ, પલ્લવ કરથી તુજને પ્રેરે આ વનવેલી;
માટે મેલી વિલંબ નિતંબિની! ચાલ તું વ્હેલી વ્હેલી;૨

---

૧-૨ રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવના ગીતગોવિન્દના ભાષાન્તરમાંથી.

ત્હારો અને ચન્દ્રનો યોગ કરાવી આપવા હું ગમે તે સંકટો સહીશ.'

લજ્જાથી સુલોચના કંઈ પણ ઉત્તર દેવા વિના માત્ર મદન બાણોના રાત્રી દિવસના પ્રહારથી કૃશ થયેલા શરીરનેજ જોઇ રહી.

પરવશ નેત્રો તો સખીની ઝંખનામાંજ હતાં. અંતે કાન્તા આવી. આનંદથી ચન્દ્રકલા ત્હેના તરફ તલપતા નેત્રે જોવા લાગી. જાણે પૂછતી હોય કે શું સમાચાર. ?

ચતૂર કાન્તા એ ભાવ ચેતી જઇ બોલી, 'સખી ત્હારા પ્રિયતમને જ્યારે મ્હેં કહ્યું કે,

'કંદર્પ જવરથી બળી બળી થતી તન્વંગી તે નાથ હે !
ચંપા–ચંદન–ચંદની–કમલની વાતેજ વ્હીલાયછે;
એકાંતે પણ તે શીળી અવનવી મૂર્તિ તમારી ઉરે,
ધારી ધારીજ બાવરી વિરહથી લે શ્વાસ વ્હાલી કયમે '૩

ત્યારે પોતાના દુઃખનું વર્ણન કરતા બોલ્યા,

'મદન ત્હને તનુગાત્રિ તાવે સતત મ્હને તો એ બાળે,
કરમાવે રવિ વિધુને ન કદિ તેટલું પોયણીને.' ૪

---

૩–કે. હ. ગી.

૪–રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરના શકુંતલાના ભાષાંતરમાંથી.

'બાહુ એ પણ ચતૂર લાગેછે. આતો આપણી સખીની વિરહ પીડ ઓછી કહી.'

'ના ! ના ! મ્હેં ઉત્તર પણ આપ્યો,

૫ અદ્દશ્ય થાય શશી તેજ કુમુદ્દતીકે,
બીડાય થાય સ્મૃતી શેષજ એની શોભા;
વ્હાલો જતાં વિરહ પીડ ઉંડે બઝૂકી,
રહેવાય કેમ કુમળી સૂની અંગનાથી.'

'પછી........ને........

વાક્ય પૂરૂં ન બોલાયું તે પ્હેલાં તો સ્હામે થતા અવાજે ત્રણે સખીઓની દ્રષ્ટિ ખેંચી. બે અસ્વારો ખુલ્લી તલવારો હાથમાં લઇ ત્હેગના તરફ આવતા જણાયા. કંઈ પણ હીલચાલ કર્યાવિના તરતજ એક જણે મુર્છતી ચન્દ્રકલાને પકડી, અશ્વપર બેસાડી. રડતી સખીઓ પાસેથી અશ્વો તરતજ ચાલ્યા ગયા. દ્રષ્ટિથી દૂર થયા.

૨

ભયાનક અરણ્યમાંથી બે અસ્વારો અશ્વ કુદાવતા પસાર થતા હતા. સૂર્ય અસ્ત થઈ ગયો હોવાથી જેમ બને તેમ તરતજ ધારેલે સ્થાને પ્હોંચવા અસ્વારો કંઇ બોલ્યા

---

૫—બ. હ. કા.

વિના પોતાનો આ ભયંકર માગ કાપતા હતા. એનો પોષાક સાદો હતો, પણ બીજાના પોષાકપરથી તે કોઈ રાજ કુમાર હોય એમ સહજ સમજાતું.

થોડા વખત શાંત ચાલ્યા પછી રાજકુમારે શાંતિનો ભંગ કર્યો.

'દીપ છે દેવના એ છે છે ચન્દ્રે છેજ તારકે
નથી તે સુન્દરી; તેથી વિશ્વે સૈ. અન્ધકારકં.' ૧

માસગાન શાન્તિથી બોલ્યો; "મ્હારાજ મ્હોટાને કેઈ સાચું ન કહે; સાચું કહેનારનું કાચું થાય."

"મ્હને સત્યજ પ્રિયછે, તું સુખે બોલ." રાજકુમાર બોલ્યો.

"આપ જેવા રાજકુમારને એક હીંગણીની માલણ માટે આટલું શોષવું પડે એ કંઈ ઠીક કહેવાય? બાપા!"

"પ્રીતિને ન સમજનારા! પ્રીતિ માલિની અને રાજ કુમારીમાં ભેદ નથી સમજતી. તેમ પ્રીતિ એવી નથી કે વિના દુઃખે પ્રાપ્ત થાય. એ તો સર્વસ્વ ત્યાગતાં પણ કોઈ ભાગ્યશાળીનેજ પ્રાપ્ત થાયછે.

"બાપા, સાસ્તરમાં અસ્ત્રીને ચાકર કહીછે ને પુરૂષને પરમેશ્વર કહ્યોછે.

---

૧ રા. કે. હ ધ્રુવના અમરૂશતકના ભાષાંતરમાંથી.

'ત્હમે તો અસ્રીની ગુલામગીરી કરો ને એને કહોછો પ્રીતિ.'

"વ્યવ્હાર-ધર્મશાસ્ત્રકારોએ પણ સ્રીની પ્રતિષ્ટા કરવાની આજ્ઞા કરીછે ૧ તો પ્રીતિની તો વાતજ કયાં રહી?"

આવી આવી વર્તા કરતા તેઓ મધુરે ધાન પાસે આવી પ્હોચ્યા. ત્યાં દ્વારપરજ કાન્તા અને લલિતાને રડતી જોઈ.

'કાન્તા! કેમ રડેછે? શું ત્હારી સખી અસ્વસ્થછે. ?'

"મહારાજ. અમારી સખીનું હરણ થયું."

'શું બોલેછે? કોણ હરી ગયું? કઇ દિશામાં ગયું?'

'આ'....લલિતાએ આંગળીથી દિશા બતાવી.

વધારે પૂછયા કે બે ત્યા વિના ચંદ્રસિંહે ઘેડો મારી મૂક્યો. રાત્રીના અંધકારમાં, વનના માર્ગમાં, ભેખડો, ઝાડીઓમાં ત્હેને આગળ વધાવનાર, ઉત્સાહ પ્રેરનાર માત્ર પ્રીતિજ હતી.

---

१ यत्रनार्यस्तु पूजयन्ते रमन्ते तत्र देवताः।
यत्र तास्तु न पूज्यन्ते सर्वा स्तत्राफला क्रियाः॥

જે કુળમાં સ્રીનું સન્માન થાયછે તે કુળ ઉપર દેવો સંતુષ્ટ રહેછે. અને જે કુળમાં સ્રીઓનું સન્માન નથી થતું તે કુળની તમામ યજ્ઞ આદિ ધર્મક્રિયા નિષ્ફળ જાયછે. મનુ. ૩-૫૨

બીરૂ પાસવાન તો વાત સાંભળતાંજ ચોંકયો અશ્વને પાડી નાંખ્યો, રાજકુમાર અદ્રશ્ય થતાં પાછા પગલાં માપ્યાં.

ચિંતા, ભય, પ્રિય દુઃખની કલ્પનામાં પણ અડગ હિંમત ધારી રાજકુમાર અશ્વ દોડાવતો ગયો. ઝાડીઓવાળા જંગલોમાંથી પસાર થઈ અંતે એક ખુલ્લા મેદાનમાં આવ્યો. હવે કયે માર્ગે જવું એ એક પ્રશ્ન થયો. પાસવાન પાછળ ન જોતાં નિરાશ થઈ ચારે તરફ જોવા લાગ્યો. પૂર્વક્ષિતિજમાં રોહિણીનાથે પોતાનું શ્વેત–પ્રકાશમય મુખ ઊંચુ કરવા માંડયું હતું. પ્રકાશથી આસપાસનો પ્રદેશ દેખાવા લાગ્યો, પણ કોઈ માનવી દ્રષ્ટિએ ન પડયું. અશ્વના આગલા એક પગ પાસે કંઈ શ્વેત વસ્તુ જણાઈ. તે જોવા કુમાર નીચે ઉતર્યો. તે જોતાંજ હૃદય ક્ષિતિજમાં ઉત્સાહ–ચંદ્રનો ઉદય થયો. તે પ્રિયાનું કરકંકણ હતું. અશ્વના તાજા પગલાંની હાર જોઈ. તરતજ તે દિશા તરફ ચાલ્યો. અર્ધો કલાક ચાલ્યા પછી એક ચીસ સંભળાઈ. પ્રિય શબ્દ ઓળખ્યો. બંદુક ભરી તૈયાર રાખી. આગળ વધ્યો. આખરે રાક્ષસ જેવા મનુષ્યોના હાથમાં કેદ પડેલી ચંદ્રકલા દ્રષ્ટિએ પડી. ધડાક થતાં બંદુકની ગોળી છૂટી. પકડનારાઓ પૈકિ એકને લાગી. તે લથડતા ભૂમિ ઉપર પડયો. બીજો ભયથી નાઠો. ચંદ્રકલા આશ્ચર્યથી પોતાના રક્ષકને જોઈ રહી. તે

શું બોલી ? ના પોતેજ બોલાયું. "કોણ વ્હાલા ચંદ્ર"

"ચંદ્રકલા" પ્રતિઉત્તર મળ્યો. પ્રશ્ન કરનાર અને ઉત્તર આપનાર ઉભય અન્યોન્યને છાતીસહ ચાંપી પ્રેમ સમાધિમાં તલ્લીન થઈ ગયાં.

૩

ચંદ્રકલાનો પિતા માળી ગાયનમાં પ્રવીણ હતો. માતા ચિત્રકલામાં-વનના, સૃષ્ટિ લીલાના ચિત્રો કહાડવામાં પ્રવીણ હતી. આ ઉભય ગુણો ત્હેમની એકની એક પુત્રીમાં બાલ્યાવસ્થાથીજ ખીલ્યા હતા. બગીચામાંજ પોતાનો આનંદ સમય વ્યતીત કરનાર રાજકવિએ માળીની પુત્રીનું સૌંદર્ય તથા આ અનુપમ ગુણો-ગાન અને ચિત્રકલામાં પ્રવીણતા જોઈ ત્હેને ચંદ્રકલાનું નામ આપ્યું.

મોહનપૂરનો પાટવી કુમાર ચંદ્રસિંહ રાજબાગમાં વારંવાર આવતો. ત્હેની દ્રષ્ટિ બાલા ચંદ્રકલાપર પડી. એકજ દ્રષ્ટિમાં જીવનના સાથિયા થયા હોય એવું અનુભવ્યું. માળીને આ વાર્તા વિદિત થઈ. રાજકુમારે ચંદ્રકલા સાથે પોતાનું લગ્ન કરવા ઈચ્છા દર્શાવી.

'પણ ત્હમે રાજકુમારો તો અનેક રાખો. એકના રમણ થાઓ ત્યારે અન્યને દુઃખ આપો.' માળીએ પોતાનો વિચાર દર્શાવ્યો.'

"ના હું ત્હમને વચન આપુંછું કે હું એવું કદી નહિં કરૂં."

ચંદ્ર અને ચંદ્રકલાનું ગાંધર્વ લગ્ન થયું.

મોહનપુરના મહારાજા નગ્નિરાજને આ વર્તા વિદિત થતાં રોષે ભરાયો. રાજકુમારને નજરકેદ રાખ્યો. ને માળીના કુટુંબનો નાશ કરવા મારા મોકલ્યા. ચંદ્રસિંહનાં મિત્ર વીરમલે માળી અને માલિનીને પરદેશ જવા સાધનો આપ્યાં. ચંદ્રકલાને મોહનપૂર પાસેના વનમાં એક મહેલમાં રાખી.

માલિનીએ પોતાનાં મહેલની આસપાસ એક ફુલવાડી બનાવી ત્હેને મધુરોદ્યાનનું નામ આપ્યું.

માળીનું કુટુંબ ગયું એમ જાણી રાજાએ કુમારને મુક્ત કર્યો. શીકારને બ્હાને મધુરોદ્યાનમાં આવવું જવુ થવા લાગ્યું. રાજાને આ વાર્તા પણ જણાઈ. ત્હેની સાથે તેજ દિવસે ચંદ્રકલાનો એક પુત્ર મળ્યો. તેમાંનો શ્લોક વાંચી તે વધારે ચોંકયો.

*यस्योदये नैव दिशां प्रसादम्
तापापनो दोऽपि जगत् त्रयस्य ।
चकोर चंचूपुट पारणेतु
चन्द्रस्य तस्यास्ति कियान् प्रयासः ॥

રાજાએ દ્વારપાળોને મારી નાંખો ચંદ્રકલાને પકડી લાવવા માણસો મોકલ્યા, પણ તેજ દિવસે ચંદ્રસિંહ પણ મધુરો ધાનમાં જતો હતો.

પ્રેમનો જય થયો. પ્રિયાને બચાવી.



*જેના ઉદયથીજ દિશાઓ પ્રસન્ન થાયછે અને ત્રણે ભુવનના તાપ શાંત થાયછે તે ચંદ્રને એક અપવાસી ચકોરના ચંચૂપુટને પારણા કરાવવામાં તે કેટલો પ્રયાસ પડવાનો હતો?

# કથા ૭

---

## દુઃખિ મણિ.

---

મુજ જેવું વૃત્ત ઘણાંકનું શુણુશો પૂછશે આ દેશમાં;
પરદેશી સજ્જન! હીંદુઓ ગાળેજ જીવન કલેશમાં!
નરજાત સુખી હશે અંહી કદી મ્હાલતી સ્વચ્છંદથી;
પણ નારીને રોવા વિના નહી કર્મમાં બીજું કંઈ.

ગોવર્ધનરામ.

રાત્રિ એક પ્રહર વીતી હશે. સરિતા ઘૂ ઘૂ કરતી ઉછળતી વાંકી સીધી વળી ઉંચા વૃક્ષો અને અંધકારમાં અદ્રશ્ય થતી હતી. વૃક્ષ ઘટાઓ અંધકારના ઉદરમાં પવન સાથે કંઈ સંકેત કરતી હોય એમ પલ્લવોના ફફડાટથી જણાતું. પશ્ચિમ દિશાએ અનેક મિનારા મહાલયોમાં બળતા દીપકોની ન્હાની બિંદીઓ જોઈ તે કોઈ નગર હોય એમ સહજ અનુમાન થતું.

પ્રિય પાઠક! ત્હારે રંચ પણ ન બ્હીવું. નિર્ભય થઈ મ્હારી સાથે આવ! સરિતા કાંઠે વૃક્ષ ઘટામાં કોણ છે? અંધકારમાં માત્ર ત્હેનું ઉત્તરીય વસ્ત્રજ દેખાયછે. કોઇ સ્ત્રી છે. આવા સ્થાનમાં એક અબલા! વસ્ત્ર મસ્તિકપરથી સરી ગયું હતું. કાળા બાલ સ્કંધ અને પીઠપર વીખરાઈ ગયા હતા. વયની કલ્પના તો અશકય હતી, તથાપિ તે યુવતી હતી, એમ સહજ જણાતું.

સરિતાના જલમાં અધંકાર જોતી વૃક્ષ પલ્લવોના શબ્દથી ચોંકતી, વાગી આકાશ તરફ દ્રષ્ટિ કરતી, નિશ્વાસ નાંખતી, ડસકાં ખાતી મંદ સ્વરે ગાયન કરતી કિનારા પર ફરવા લાગી.

૧ આસપાસ જુએ અંધાર કરી ક્રૂર આંખડી,
થઈ અનલ અનિલ બાળે દેહ, વારિમાં શાંતિ ઠરી;
દીધું ક્રૂર સંસારે દુઃખ યમો! ઓ કૃપા કરો!
મ્હને લો તમ શરણે આજ જગત્‌થી છૂટી કરો.

રોદનથી ગાન અટકયું; આકાશ તરફ દયામણું મુખ કરી;
'ભૂરા ઉંચા ઉંડા આકાશ! સમાવ ઉરે મ્હને,'
જલને હાથ જોડી પ્રણામ કરી;
'વ્હાલા વારિ કહું એક વાત લઈ લે સુખે મ્હને.'

---

૧ રાગ સિતાજીના મહિનાનો.

ગાન અટક્યું; નદી-જલ તરફ જોતી સ્થીર ઉભી રહી. દ્રષ્ટિ પાણીમાં દેહ પ્રતિબિંબ જોવા લાગી અને તે પ્રતિબિંબમાં આ સ્થુલ દેહને એક અને એકજ પડમાં અભિન્ન કરી દીધું-બુડી ગઈ.

આ સરિતાને સ્હામે કાંઠે એક સન્યાસીની ન્હાની મઢી હતી. આ મઢીમાં હુગણા એક ઝાંખો દીવો બળતો હતો. ઝાંખી રોશનીમાં એક વૃદ્ધ સન્યાસી અને શ્વેતવસ્ત્રો વાળો કોઈ યુવાન વાતચિત કરતા બેઠા હતા.

'હરિ ! હરિ !! રે !!! જે સંસારના સુખની વાસનાથી જાણીતી ભ્રમણાનો અંગિકાર કર્યો. જેનાં કીર્તિ મેળવવા અનેક પ્રપંચો કર્યા, સત્ય ને અસત્ય અને અસત્યને સત્ય કરવા યત્ન કર્યો, જે સંસારની પ્રીતિને ખાતર અનેક સ્થાને દીન થઈ મસ્તિષ્ક નમાવ્યું, તે સંસાર આવો સ્વાર્થી હશે, એ તો હે પ્રભો ! આજેજ જાણ્યું.' યુવકે દીન મુખે ઉદ્‌ગાર કહાડ્યા.

'હે બાપ! સ્વાર્થછે એજ સંસારછે, સ્વાર્થી છે એજ સંસારીછે; સ્વાર્થને જોવાં છતાં તેમાં લુબ્ધ થવું એ મનુષ્યનું અસામર્થ્યછે. ખરા જોનારા તો આ ત્યાગવા યોગ્ય સંસારનો ત્વરિત ત્યાગ કરેછે. મનનો સ્વભાવજ દુઃખી થવાનો છે. વર્તમાન કાળમાં સુખી ભૂતકાળનાં દુઃખ ચિત્રો

ખડાં કરી કે ભવિષ્યની ભયંકર ભ્રમણાઓમાં ભમી દુઃખીજ થાયછે.' સન્યાસી યુવકને આશ્વાસન આપતો બોલ્યો,

'હે પ્રભુ ! હે ગુરૂ !! ત્હમારા ચરણે પડું છું–હાથ જોડી [illegible] ફરી ફરી નમસ્કાર કરૂં છું. આ દુઃખીને [illegible]. સન્યાસીએ નમ્રતાથી ત્હેને ઉઠાડ્યો.

[illegible] કે નદીમાં ધબકારો થયો. યોગ શક્તિથી સન્યાસી ચેત્યો. શ્યામ અંગ-જટા ધરી ઉઠ્યો. ત્વરિત દોડીને કલ્પી શકાય તે કરતાં પણ થોડા સમયમાં નદીમાં કૂદ્યો. લંબા લાંબા વામ ભરતો ધબકારા તરફ ચાલ્યો. એક મિનિટમાં તો ડચકાં ખાતા શરીર પાસે આવી પ્હોંચ્યો, છૂટાવાળની થોડીક લટો–હાથમાં આવી તેટલી પકડી શરીરને ઝીલી લીધું, અને મઢી તરફના કિનારાગમ વળ્યો. અંધકારમાં પણ ચંદ્રલેખા સમાન શોભતી કૃષાંગી મૂર્તિ બેભાન અવસ્થામાં કિનારાપર સૂવાડી. યુવક આ દેખાવ જોતો આતૂર ઉભો હતો. અચેતન શરીરને મઢીમાં લઈ ગયા. તાપણી કરી સન્યાસી ને યુવક બન્ને શરીરને હુંફ આપવા લાગ્યા. શ્વાસ બહુ ધીમે ચાલતો હતો.

'જો ! આ પણ સંસાર દુઃખથી કંટાળેલીછે.' સન્યાસીએ કહ્યું. યુવકના નેત્રમાંથી બે ત્રણ અશ્રુ ખરી પડ્યાં.

ઉત્તર ન દેવાયો. ઉષ્ણ થતા શરીરમાં ચેતન–પ્રભાવ વધવા લાગ્યો. બાળ—સૂર્ય દર્શનથી કમળ ખીલે તેમ ધીમે ધીમે હોઠ ઉઘડવા લાગ્યા. બેશુદ્ધિમાંજ હૃદય—તાર ગાયનમાં છૂટ્યા:—

'વરિધિ વ્યોમ ત્રિલોકી શશી રસ જાગત નૃત્ય કરે રસથી,
પદ્મિની હાસ્ય કરે નિરખી, નભમાં દિનનાથ રતિ રસથી.
ઓ રતિ! ઓ રતિ!! ના નિરખા જગમાં,
જગમાં, લે! વાસ કરૂં,
ઓ ગઈ! ઓ ગઇ!! ભૂલી જજો જગ!
નામ હવે દુઃખણી મણિનું.'

તૂટતાં તૂટતાં પંક્તિઓ સંધાઇ. સન્યાસી અને યુવક આ શબવત્ દેહના મુખમાંથી ઉક્ત લીટીઓ સાંભળી આશ્ચર્ય પામી અન્યોન્ય તરફ જોઈ રહ્યા.

૩

સ્હામે કિનારે કોલાહલ થઇ રહ્યો. 'યહાં દેખે ? નહિંજી ! યહાં કોઈ નહિં.' 'પણ મુંઝાઓ જુઓછો શું ? ઝંપલાવો અંદર !' આદિ અનેક વાકયો કર્ણગોચર થવાં લાગ્યાં. એક બે જણ અંદર કૂદ્યા. એક જણ કિનારા ઉપર તપાસવા લાગ્યો. 'રામપ્રસાદ! વ્હો કિનારે જાવ ! સગડી કે પાસ કોઇ આદમી માલૂમ હોતા હય.' કિનારાપર ઉભેલા માણસે

નદીમાં તરતા ભૈયાને સંબોધી કહ્યું રામપ્રસાદ સ્હામે કિનારે ગયો. વસ્ત્રો નીચોવતો આતૂર મુખે સન્યાસીની ગઢી બહાર આવી ઉભો. જીજ્ઞાસાની દ્રષ્ટિ કરી 'કૌન હય?' એટલુંજ બોલ્યો.

'આદમી' યુવકના મુખમાંથી ઉત્તર નીકળ્યો.

આતૂર દ્રષ્ટિને ઇષ્ટ દર્શન થયાં કે તરતજ 'શેઠજી, મણિબા હય.' એટલા ઉદ્ગાર રામપ્રસાદના મુખમાંથી સર્યો.

'હેં ! મણિ હય ?' સ્હામે કિનારેથી આતૂર શબ્દો સંભળાયા.

બે નોકાઓ પાણી કાપતી સ્હામે કિનારે જતી જણાઈ. તેમાંથી પાંચ પુરૂષો ઉતર્યા. એક આગળ થયો. મઢીમાં આવી તે આતૂરતા, ચિંતા, ભયથી અર્ધ ચેતન શરીર તપાસવા લાગ્યો, અન્યોન્યને અનેક પ્રશ્ન કરતાં બીજા પુરૂષો આજુબાજુ ફળી વળ્યા. સન્યાસીને પ્રશ્ન થતાં તેણે સઘળું વત્તાંત કહી સંભળાવ્યું. મણિના પિતા ધનજીભાઇએ સન્યાસીને પગે પડી તેનો ઉપકાર માન્યો. કંઈ ભેટ કરવા ઇચ્છા દર્શાવી.

'જો ત્હમારી ઇચ્છા કરેલ કાર્યનો બદલો વાળવાની હોય તો મ્હારે એ ભેટ ન જોઇએ. સંસારીઓ સ્વાર્થથીજ

બંધાયેલા છે, ને હમારી ઈચ્છા એજ છે. એક બીજાને સ્હાય કરવી એ સંતાનો તેમજ સર્વનો ધર્મ છે. જો હમારી ઈચ્છા હોય તો કોઇ પાઠશાળામાં કે અન્ય શિક્ષા-સ્થાનમાં આપી દેજો'

સન્યાસીનું ઉક્ત કથન સાંભળી સૌ પ્રસન્ન થયા. ધનજી શેઠ ફરી સન્યાસીને પગે પડ્યો. મણિના શરીરને તેજ વખતે હોડીમાં નાંખી સ્હામે પાર લઈ જવામાં આવ્યું. અને ત્યાંથી એક ગાડીમાં સૂવાડી સૌ જણ ગાડીઓમાં ગોઠવાઈ ગયા. ધીમે ધીમે ગાડીઓ ચાલી. સન્યાસીની મઢીમાંતો માત્ર સન્યાસી અને યુવકજ રહ્યા.

૪

મણિ ઈશ્વરદત્ત બુદ્ધિથી કે વિદ્યાભ્યાસથી કેટલાક અનુપમ ગુણો કેળવી શકી હતી. અને વય ભાવિ માટે અનેક આશાઓ લાવી હતી, પણ ભાવિ તો પરાધીન હતું.

"જેવો તેવો ભાવે નહિં ને શાહજાદો ઘેર આવે નહિ." એ કહેવત પ્રમાણે મણિનો પિતા તેને માટે કોઈ ધનવાન પતિ શોધવા લાગ્યો. પણ તેવો પતિ મળવો મુશ્કેલ હતો.

પુત્રીઓ અને પુત્રોનાં લગ્ન કરવામાં માબાપોની મ્હોટામાં મ્હોટી જોખમદારીનો સમાવેશ થાય છે. ત્હેમનું દરેક રીતે હિતજ જોવું એ ત્હેમનો ધર્મ છે. ત્હેમનું હિત

સાધવામાં કોઈ પ્રકારનો ભોગ આપવો પડે તો તેપણ પુત્ર પુત્રી તરફના પ્રેમના પ્રમાણમાં અલ્પજછે. પણ માબાપોની એ જવાબદારીની સમજના અભાવે, માબાપોના અજ્ઞાનથી કે સ્વાર્થથી, આજે આ દેશમાં અનેક હૃદયો ફાટી જાયછે. અનેક હૃદયો ક્ષયથી પીડાયછે. અનેક કોમલ હૃદયો શુષ્ક થાયછે. જે જીવન દેશ સેવા, ધર્મ સેવામાં અનેકધા ઉપયોગી થાય તે રીબાઈ રીબાઇ મરેછે. માબાપો! માબાપો!! શાસ્ત્રોએ આપેલી સત્તાનો તમે દુરૂપયોગ કરોછો. ત્હમારા અસમજણા, અબોલ વ્હાલા-જીવથી પણ વ્હાલાં બાલકોને શીરે ત્હમેજ ઘા કરોછો.

મણિ તેર વર્ષ સૂધી કુમારી રહી ત્હેનું કારણ ત્હેના પિતાનો હેતુજ હતો. આખરે હેતુ સફલ થયો. મેઘજી આણંદજીની પ્હેડીનો ચાળીશ વર્ષનો મુનિમ રંડાગો; મુંબઈમાં બેત્રણ આડતો મળવાની લાલચે પિતાએ-કહેવાતા ન્યાયી પિતાએ પુત્રીના સગપણનું ચોકઠું ગોઠવ્યું. ગુણ અને વય ઉભયમાં કજોડું કર્યું.

પ્રિય પાઠક! અમે નથી સમજતા કે કન્યાવિક્રય કોને કહેવાય? શું ગાય જેવી ગરીબ અનાથ દીકરીને આવા કે કોઈ અન્ય સ્વાર્થે લગ્નમાં આપવી એ કન્યાવિક્રય નથી? પુત્રીના લગ્નમાં પોતાનું હિત જોવું એ કન્યાવિક્રય

નથી ? શું પશુપક્ષીનું માંસ ન ભક્ષણ કરનારા પવિત્ર નમ્ર આર્યો, કન્યાવિક્રય કરી પોતાની વ્હાલી પુત્રીઓનું માંસ ભક્ષણ કરવા જેવું નથી કરતા ? આવા સ્વાર્થી કાર્યોને અંગે કોમળ લતાઓને જે વેઠવું પડેછે, ત્હેનેમાટે ખરા પાપી તો ત્હેમના સ્વાર્થી માબાપોજ છે.

પુત્ર અને પુત્રવધુ કંઇ પ્રેમવાર્તા કરે તો માતાથી ન જોવાય, કિંવા પુત્રવધુને દુઃખી જોઈ સુખી થાય, એ તે સાસુ કે ગળાનું ફાંસુ ? એવું તો કોઈજ હિંદુ ઘર હશે જ્યાં સાસુ અને વધુ સંપથી રહેતી હોય.

મણિની સાસુ એક ખરી હિંદુ સાસુ—સખ્ત હિંદુ સાસુ હતી. તેમ અધૂરામાં પૂરૂં ननन्दर्ता इति ननन्दा—ભાભીને જોઈ આનંદ ન પામે એવી નણંદ પણ હતી. હવે તે ન્યુન્તા શાની રહે ?

પતિ પત્નિને ગુલામ તુલ્યજ માનતો હોય, અને સાસુ ને નણંદ પરપુત્રીનું દુઃખ જોવામાંજ આનંદ માનનારી હોય ત્યાં અશરણ અબળાની કેવી સ્થીતિ થાય એ અમે લખીએ તે કરતાં વાંચકને કલ્પના કરી લેવાની વિનંતી કરીએ એજ બહેતરછે.

મણિ પ્રતિદિન કૃષ થતી જતી હતી. દરરોજ કોઇને કોઈ બ્હાને કજીઓ થાય; સ્હામું કંઈ બોલે તો સાસુ બએ

દીવસ ન ખાય, મણિને પણ લાંઘા કરવા પડે નણંદ દરરોજ ભાભીનો કંઈ એક વાંક ભાઇને જણાવે. બ્હેનનું સાંભળી પત્નિને ઉપાલંભ કે સજા ન કરે તો માંતા બા-યલો કહે. માતા અને બ્હેન એક પક્ષે અને પત્નિ બીજે પક્ષે આ બન્ને પક્ષોને ન્યાય આપવાની તો બુદ્ધિ ન હતી, એટલે નિર્બળ પક્ષને અન્યાયજ મલતો. મણિને પતિ તરફથી પણ દુઃખજ હતું. જે યૌવન આનંદ સમય કહેવાયછે તે યૌવન દુઃખમાં જતું હતું અનેક વ્યાધિઓથી પીડાતું. પિ-યરમાં જાય ત્યારે માતા કે કોઈ સખી આનું કારણ પૂછે ત્યારે કહેતી;

બાંધી મુઠી લાખકી ઉઘાડીગે વા ખાય.
કે, મુંગેકુ સ્વપ્ના ભયા સમજ સમજ પસ્તાય.

યૌવન, રૂપં, ગુણ અને પતિ છતાં ચતૂર બાલાના વિચારો બહુધા વૈરાગ્યયુક્તજ રહેતા. શૃંગાર કે આભૂષણો તો તે સાસુનું મન રાખવા કે ત્હેના ઉપાલંભના ભયથી કવચીતજ ધારણ કરતી. આજે જ્ઞાતિભોજનમાં કંઇ આભૂષણો પ્હેરી ગઈ. લોકોની ભીડમાં હાથની ભભકાદાર પણ હલકી બંગડીભાંગી ગઈ. હિંદુ સાસુને માટે આ કંઈ ન્હાનું કારણ ન કહેવાય. તેને ખબર પડી કે શબ્દ પ્રહાર ચાલવા માંડયો. નણંદે પોતાથી બનતું કર્યું. પુત્ર (મણીનો પતિ) આવ્યો કે ત્હેને પણ એકની ચાર કરી સંભળાવી. મણિ ધૈર્યહીન થઈ આવા દુઃખી જીવનથી મુક્ત થવા પ્રયત્ન વિચાર કરવા લાગી. નિદ્રાદેવીએ

પણ આહત-ભાગ્ય જીવપર કૃપા ન કરી. આખી રાત રોદનમાં ને નિશ્વાસમાં ગઈ. બીજે દિવસે પિયરનો માણસ તેડવા આવ્યો.

"રોજ એકને એક ઉભુંજ હોય; આજે અમાસ છે, આજે અગીઆરસછે, આજે સાતમછે, આજે ફુલાણુંછે આજે ઢીકણુંછે. લઈ જાઓ ભલે ત્યાંજ રહી. અમે રાંધી ખાઇએ તે એના વિના કાચુંજ ખાશું." વાઘણ જેવી સાસુએ જવાબ આપ્યો.

આવનાર ચાકરના તો હાંજાજ ગગડી ગયા. આ ભાષણનું કેવા પ્રકારે અનુમોદન કરવું તેના વિચારમાંજ પડયો.

'મણિ, જા! જા!' ક્રોધમાંજ બોલી..

મણિ ઓઢણી બદલાવીને ચાકર સાથે ચાલી. દિવસ સમસ્ત વિચારમાંજ ગાળ્યો. રાતે મંદીરને નામે ચાલી નીકળી. નદીપર શું થયું એ આપણે જાણીયે છિયે.

શોધવા આવનાર તેનો પિતા ધનજી અને તેના માણસો હતા.

૫

'સ્હામે કાંઠે ઉભો કૂકાનરે નાગર ઉભા રહોને રસીયા,
કૂકાન મ્હને ઘડુલો ચડાવરે નાગર ઉભા રહોને રસીયા.૧

---

૧ સ્ત્રીઓમાં ગવાતા, એક ગીત ઉપરથી.

સાયઃકાલનો સમય હતો. પક્ષીઓ વૃક્ષોપર ઉડાઉડ કરતા અનેક પ્રકારના ગીતો ગાઇ રહ્યાં હતાં. વિમલ નગરના એક મહાલયની અગાસીપર બેઠેલી બે યુવતીઓ પૈકિ એક પોતાના મધુર કંઠે, મસ્તિક ડોલાવતી સ્હામે બેઠેલી ચિંતાતુર યુવતીને રીઝવવા પ્રયત્ન કરતી ઉક્ત કડી પુનઃ પુનઃ ઉચ્ચારતી હતી.

"મણિ! બ્હેન મણિ! જીવન આમતે કેમ જશે? સુખ દુઃખનું તો આ જીવનછે ધૈર્ય એ દુઃખસાગર તરવાની નૌકાછે. મણિ! ત્હને મ્હારા જીવના સમ જો ન બોલે તો. મારી પાસે નહિ બોલે તો કયાં બોલીશ?

સુખ દુઃખ મનમાં ન આણીએ ઘટ સાથેરે ઘડીયાં.' આટલું બોલી ગદગદ થતી મણિના મુખ તરફ જોઇ રહી.

કમલ નયનોમાંથી અશ્રુધારા ચાલવા માંડી. "બ્હેન લીલા! જીવન ભારરૂપ જણાયછે. ભાર ઓછો કરવા સાધનજ કયાંછે. બ્હેન દુઃખના ઉભરા કહાડતા તો તે નૂતન પ્રકારે જન્મ પામેછે." લીલાના સ્કંધપર કોમળ ભૂજલતા ટેકવી રડી રડી હૃદય ખાલી કરવા લાગી.

લીલા પોતાની સાડીની કોરથી પ્રેમ સહિત તેનાં અશ્રુ લ્હોવા લાગી.

'મુવું જીવ ન રહે ત્યારે આમ રડી જવાય. શું કરૂં!

કોને કહું ? મોત પણ મ્હારા જેવી અભાગણીથી વેગળુંજ રહેછે.

આ સંવાદ—રોહન ધનરાજ શેઠ દાદરપર ઉભો રહી સાંભળતો હતો. આર્ય પિતાનું દયાળુ હૃદય દ્રવ્યું. આ દુઃખ નો પોતેજ ઉત્પન્ન કર્તા હતો એ ભાન થતાં તેના પશ્ચાતાપમાં અનેકધા વૃદ્ધિ થઈ. ભૂલ ખુંચવા લાગી. ઉપર ગયો. આંખમાં અશ્રુ લાવી દીનમુખે હાથ જોડી ગાવા લાગ્યો.

૧ 'મ્હારો ક્ષમા કરે અપરાધ પુત્રી ! પ્રિય પ્રાણ ઘણીતું ડાહી,
તુજ ઉર મ્હેં ખોસી—અરે- અજાણ્યે—ખરે !—કટારજ સાહી,
હું ભૂલ્યો પ્રાણ ! કરમ ફૂ, કીધો ચુકી ઘાવ હાય તુજપર મ્હેં.
રે દુષ્ટ હીન્દુ આચાર ! ભૂલાવ્યો મુજને.
આ હીન્દુ લોકનો ચાલ સઉએ માર્ગ એક લેવાનો,
જઈ જતાની પાછળ કુવે પડી મરવાનો.
મુજ વૃદ્ધ દરિદ્રનું રત્ન
પાળી પોષ્યું કરી બહુ યત્ન.
તે જઇ મેષની પેઠ લોકની પૂઠે નાંખ્યુ દુઃખ દરિયે.
બેટા મણિ ! સહન કરવું એ હવે ધર્મજ સમજીલે.'

---

૧ સ્નેહમુદ્રાના એક કાવ્ય ઉપરથી.

હમણા એક સાદા પોષાકવાળો શાંત પુરૂષ ત્યાં આવી પહોંચ્યો આ દેખાવથી તે કંઈ ચકિત થયલો જણાયો. ભાવપૂર્વક હાથ જોડી મણિની સ્હામે બેઠો. 'બ્હેન! ત્હમારાં દુઃખે મ્હને દ્રષ્ટાંત આપ્યું. જગતમાં કોઇજન સુખી તો નથીજ.

## अन्तकः पर्यवस्थाता जन्मिनः संततापद

જે જનમ્યું છે તેને માથે દુઃખ પથરાયલું છે. મૃત્યુ ઉભુ છે. દુઃખમાં ધૈર્ય ધરવું એજ મહાતમ્યછે. મ્હને તમારા દુઃખનું કંઇ કારણ સમજાવશો ?' દીનમુખે જીજ્ઞાસા યુકત મણિ સ્હામું જોઇ રહ્યો.

'વાદળ ઘટા વિખરાઈ જાતાં ઇંદ્ર-શર કીર્તિ ગઈ,
ભાંગી જતે વિણા મધુરા ગાનની યાદી નહિ.
મુજ પ્રેમ વિણા તૂટતે, સંસાર મુક્ત થઇ ગયો.
સંસાર મુકત થતાં સરિતે ન્હાણુવા રસ્તો રહ્યો.

ભાઇ એજ કારણ.'

પ્રિય પાઠક! આ આવનાર મનુષ્યને તું ઓળખે છે?

---

# કથા

---

## વીર બાળા ચંદા.

---

*With wishing and with fretting*
*The boon can not be bought*
*To all the prize is open*
*But only he can take it*
*Who says with Roman courage*
*"I'll find a way or make it."*

*SAXE.*

'હર! હર!' અને 'અલ્લા! અલ્લા'ના ધ્વનિથી રણભુમિ ગર્જના કરી રહી છે. વીર નરોની રણગર્જના, કાયરોના પોકાર, અને ઘાયલ થયેલાઓની ચીચીઆરીના પ્રતિધ્વનિથી સંગ્રામ ક્ષેત્ર વિશેષ ભયંકર દેખાય છે.

યુદ્ધ ખુબ જોશમાં ચાલવા માંડયું. બન્ને પક્ષોના વીર નરો મરણીયા થઈ લડવા લાગ્યા. બાણોથી આકાશ છવાઈ રહ્યું, પણ આ યુદ્ધ વધારે વાર રહ્યું નહિ.

પ્રભુ! ત્હારી કળા અપરંપાર છે. એક પળમાં તું શું શું કરી શકે છે?

એક હસ્તીને તીર લાગ્યું તેવોજ તે જમીનપર પડયો. આ જોઈ રાજપુત વીરોએ નિરૂત્સાહી થઈ નાસવા માંડયું. અહા! આજે તેઓને સ્વપ્રતિષ્ટાનું ભાન રહ્યું નહિ. હસ્તીપરનો સ્વાર તરતજ ઉઠયો અને અશ્વારૂઢ થયો, રાજપુતોને નાસતા અટકાવવા ત્હેણે ઘણા પ્રયત્નો કર્યા; પણ વ્યર્થ. આજે રાજપુતો કાયર થઇ નાસવા લાગ્યા. થોડાક પાછા સમર ક્ષેત્ર તરફ વળ્યા, પરંતુ યવનોના સખ્ત હલ્લા સામે ટકી શકયા નહિ. અને તેઓ પણ નગર તરફ નાઠા. સ્વાર પણ શોકમય હૃદયે નગરમાં દાખલ થયો. યવનોએ ત્હેમની પીઠ પકડી અને તેઓ પૈકી કેટલાક નગરમાં પેઠા.

આ યુદ્ધ કોની વચે થયું તે જાણવાની વાંચક, ત્હને ઉત્કંઠા થઇ હશે, તો તે પણ લખવામાં આવેછે.

ઈ. સ. ૭૧૨ માં મહમદ કાસિમ એક મ્હોટા તુર્ક સૈન્ય સાથે સિંધપર ચઢી આવ્યો. આ સમયે સિંધમાં ડાહિર નામનો રાજપુત રાજા રાજ્ય કરતો હતો. રાજપુતોએ પોતાની માતૃભૂમિની રક્ષા કરવા માટે કેશરીયાં કર્યાં, અને પૂર્ણ શૌર્ય દર્શાવી લડયા, પણ દેવઇચ્છા પ્રબળ છે. દુર્ભાગ્યે તેઓને સંગ્રામ ક્ષેત્રમાંથી ન્હાસવું પડયું. હસ્તી-

પરનો સ્વાર ડાહિર હતો. યુદ્ધમાં શું બન્યું તે વાંચક જાણેછે તેથી વધારે લખવાની આવશ્યકતા નથી.

૨

આ વખતે રાજા ડાહિરના બગીચામાં ત્હેની બે પુત્રીઓ પુષ્પ વીણી શ્રી કૈલાસપતિ શંકરને માટે માળા બનાવતી હતી. તેમાંની જેષ્ટ કે જેની વય વીસ વરસની હતી, તેણીનું નામ ચંદ્રા હતું. ખરેખર એ નામ તેણીને યોગ્ય હતું. મુખ ચંદ્રમા જેવું આલ્હાદ્કારક, આંખ સુરેખ, નાક તલના ફુલ જેવું નાજુક, દાંત તેજસ્વી કાન શોભાયમાન, બોલવું મંજુલ ઈત્યાદિથી તે કોઈ બાળ બ્રહ્મચારીનું ચિત આકર્ષવાને શકિતવાન હતી. કનિષ્ઠ જેનું નામ સરિતા હતું, તે પણ રૂપ અને લાવણ્યતામાં ચઢાં જેવીજ હતી.

માળા લગભગ પૂર્ણ થવા આવી હતી. એટલામાં અશ્વોના પગલાંનો ધ્વનિ તેઓના કાનપટપર પડયો. આમ-તેમ જોવા લાગી, પરંતુ કંઈ દ્રષ્ટિગોચર થયું નહિ. પુનઃ માળા બનાવવા માંડી. એટલામાંજ ત્હેમને કોઇએ પાછળથી આવી પકડી, અને સજ્જડ બાંધી દીધી. તેઓ કંઇપણ હિલચાલ કરે તે પહેલાં પકડનારા અશ્વારૂઢ થયા અને બંને બ્હેનોને ઉંચકી પલાયન થઈ ગયા.

આ સ્વારો કોણ અને ચંદ્રા અને સરિતાને આમ બાંધી લઈ જવાનું કારણ શું?

આ સ્વારો યવન સૈનિકો હતા. રાજપુતો નાઠા એટલે લુંટને માટે તેઓ પણ નગરમાં દાખલ થયા હતા. તે પૈકિ બે આ બગિચામાં દાખલ થયા અને આવી અનુપમ સુંદરીઓને જોઈ તેઓનું હરણ કરી બગદાદના ખલીફ પાસે લઈ જવા ઇચ્છયું. તેઓ તેમાં ફાવ્યા. થોડીવારે છાવણીમાં આવી લાગ્યા; અને સઘળી બીના કાસીમને વીદિત કરી. કાસીમ ઘણો ખુશી થયો અને ત્વરિત પચાસ સ્વારો સાથે ત્હેમને બગદાદ તરફ મોકલ્યા.

બંને બ્હેનો કલ્પાંત કરવા લાગી પણ વ્યર્થ. દુષ્ટ યવનોએ તે ગણકાર્યું નહિ. અંતે ક્ષત્રિય બાળાઓ મૌન્ય ધારણ કરી રહી. ક્ષત્રિય રકત ત્હેમની નસેનસમાં વ્યાપી રહ્યું.

માર્ગમાં યવનો તો ગમે તે ભક્ષ કરતા હતા, પરંતુ ક્ષત્રિય બાળાઓ ફકત ફળઆહાર કરીને રહેતી. આવી રીતે બે માસ મુસાફરી કર્યા બાદ તેઓ બગદાદમાં આવ્યા. માર્ગમાં બંને બ્હેનોને કોઇએ કિંચિત પણ દુઃખ દીધું નહોતું.

આ સમયે બગદાદ આપણા દેશી ગામડા જેવું દેખાતું, પરંતુ વસ્તી સારી હતી. અને રાજ્યમહાલય મુખ્ય કરીને પ્રસિદ્ધ સ્થાન હતું.

બગદાદનો ખલીફ આ સુંદરીઓને જોઈ અતિ આનંદ

પામ્યો. અને સત્કાર સહિત પોતાના મહાલયના એક વિશાળ દિવાનખાનામાં ત્હેમને રહેવાની ગોઠવણ કરી આપી.

રાત્રિના પ્રથમ પ્રહરમાં ખલીફ દિવાનખાનામાં દાખલ થયો. દિવાનખાનામાં ચંદા એકલીજ બેઠી હતી. સરિતા નિદ્રામાં હતી. ચંદા આ યવન સરદારનું રાક્ષસી મુખ જોઇ પ્રથમ તો ધ્રુજી પણ ધૈર્ય રાખી, લજ્જિત થઈ હોય એવો ભાવ દેખાડયો. ખલીફ તો તેણીની મુખાકૃતિ જોઈ સ્તબ્ધ થઈ ગયો. વારંવાર તેણીને ચરણથી તે મસ્તિક પર્યંત ધારી ધારીને જોવા લાગ્યો. થોડીવાર મૌન રહી તે બોલ્યો "સુંદરી ત્હમારો દીલદાર ત્હમારા તરફ જોઈ રહ્યોછે. ત્હેને ત્હમે ઉત્તર કેમ નથી દેતા ? ત્હમારો પ્રેમ એટલોજ કે ?" ચંદા લજ્જિત શબ્દે બોલી: "ચાલ્યા જાઓ."

"કેમ !"

"હુ પતીત થઇછું. મ્હારૂં સતીત્વ નષ્ટ થયુંછે."

"પતીત ? ત્હમને પતીત કરનાર કોણ ?"

"ત્હમારો કાસીમ."

"શું એ સત્ય છે ?"

"ત્યારે શું અસત્ય ?"

"કાસીમ!! તું નીચછે. તું દુષ્ટછે. હાય, પાપી તેં આવી રત્ન સમાન નારીનું શિયળવ્રત ભંગ કીધું"

"જીગર, કાસીમ નીચછે. હું એ વૈર કદી ભુલીશ નહિ. તું ધૈર્ય ધર, ફીકર ના કર. એ કાસીમનો હું થોડાજ દિવસમાં અંત આણીશ. કાલે સવારેજ એક સો સ્વારો મોકલી એનો શિરચ્છેદ કરાવીશ અને એક માસમાં એનું મસ્તિક તારા ચરણુમાં હાજર કરીશ"

ખલીફ ત્યાંથી વિદાય થયો અને મહેલ તરફ ચાલ્યો. કાસીમનું પાપ અને ચંદાની પ્રતિમા ત્હેના મનમાં નૃત્ય કરવા લાગ્યાં.

ચંદા પોતાની યુક્તિમાં ફાવી તેથી ખુશી થઈ અને એક શુદ્ધ સતી ક્ષત્રીય બાળા યવનના મહેલમાં નિદ્રાવશ થઇ.

પ્રાતઃકાળે ખલીફે સભા બોલાવી અને ત્વરિત એક સો સ્વારો સીંધ તરફ મોકલ્યા. આ ખુશ ખબર આપવા તે ચંદાના દિવાનખાનામાં આવ્યો અને સઘળી હકીકત વિદિત કરી. ચંદા મનમાં હરખાઈ. તેથી ખલીફ પણ પૂર્ણ આનંદ પામ્યો. અને બોલ્યો. "પ્રિયા! આપની ઇચ્છાનુસાર વર્તવામાં મેં બાકી રાખ્યું નથી. એથી તમે જાણી શકયા હશો કે મારો તમારા પ્રતિ કેટલો પ્રેમછે?" એમ કહી તે તેણીના પવિત્ર શરીરને અડકવા જતો હતો પણ ચંદાએ

ત્હેને તેમ કરતાં અટકાવ્યો અને નમ્ર સ્વરે બોલી. "હાલ ચાલ્યા જાઓ, જ્યારે કાસીમનું મસ્તિક ધડથી જૂદું થાય ત્યારે આવજો."

"પ્યારી, આટલો સમય મ્હારાથી આપના વિયોગે કેમ રહેવાશે ?"

"ત્યારે હું કેમ જાણું કે ત્હમે ત્હેનો દેહાન્ત કરવા સો સ્વારો મોકલ્યા છે?"

"પ્યારી ત્હારો વિશ્વાસ મ્હારી તરફ દ્રઢ કરવા હું તે માન્ય રાખીશ અને કાસીમનું શીર લઇનેજ હવે અહીં પ્રવેશ કરીશ."

૩

ખલીફના સ્વારો આવી પહોંચ્યા. કાસીમે સીંધમાં ત્રાસ વરતાવી મૂક્યો હતો. રાજપુતો પણ છુપી તૈયારીઓ કરી રહ્યા હતા. મુસલમાનો પ્રતિદીન વધારેને વધારે ક્રૂર બનતા ગયા.

કાસીમ આ સ્વારોના આવાગમન વિષે કંઇ સમજી શક્યો નહિ. પરંતુ તેઓ ધન લેવા આવ્યા હશે એવી કલ્પના ત્હેણે કરી. અને ત્હેમનો સારો સત્કાર કર્યો.

તેઓ એક જૂદો તંબુ મારી રહ્યા હતા. રાત્રિના સમયે તે પૈકિ પાંચ કાસીમને મળવા ગયા. કંઇપણ હિલ

ચાલ વગર એકે કાસીમના માથામાં તલવારનો ઘા કર્યો. એકે ત્હેનું મુખ પકડયું કે કંઈ અવાજ થાય નહિ. આ કાર્ય પૂર્ણ થતાં કાસીમનું શિર ઉપાડી પાંચે જણાએ રાત્રિએજ બગદાદ તરફ પ્રયાણ કર્યું.

સૂર્યોદય થતાં આ બનાવની ખબર સઘળા યવન સૈનિકોને થઈ અને અતી શોક કરવા લાગ્યા. તેઓએ માન સહિત તેના શબને દફનાવ્યું. પ્રથમ તો તેઓ સમજી શકયા નહિ, પણ પાછળથી જાણ્યું કે એ ખૂન પેલા સો સ્વારોએજ કર્યું હશે.

ત્વરિત કેટલાક સ્વારોની પીઠ પકડી બગદાદ તરફ ચાલ્યા. બાકીના વીર રાજપુતોની રકતતૃષિત તલવારોના ભોગ થઈ પડયા.

ડાહિર પુનઃ એકવાર સ્વતંત્ર થયો. રાજપુતોએ પોતાની માતૃભુમિની લજજા રાખી, પુનઃ વિજય ધ્વજા ફરકાવી અને યવનોથી મુકત થયા. કાસીમનું ખૂન શાથી થયું તે રાજા ડાહિર સમજી શકયો નહિ. પણ તેણે એટલી કલ્પના કરી કે ચંદાએ એમાં કંઈપણ ભાગ ભજવ્યો હશે.

૪

આજે સૈનિકો કાસીમનું મસ્તિક લઈ બગદાદમાં આવી પહોંચ્યાછે. ખલીફ અતિ ખુશી થયો અને હવે ચંદાના મુખદર્શન થશે તેથી પોતાને કૃત કૃત્ય થયેલો માનવા લાગ્યો.

સ્વારોને ઇનામ આપ્યાં અને ત્વરિત મૃત મસ્તિક હાથમાં લઈ ચંદાના દીવાનખાના તરફ ચાલ્યો. ખલીફ અંદર દાખલ થયો પરંતુ ચંદાનું વિકાળ સ્વરૂપ જોઇ ગભરાયો. તે કંઇ સમજ્યો નહિં. અંતે ધૈર્ય રાખી કહ્યું, "પ્રિયે, આ કાસીમનું મસ્તિક! હવે તો પૂર્ણ આનંદ થયો ?"

હવે આ ગુલામને આપના અધરોષ્ટનું પાન કરવાને ભાગ્યશાળી બનાવશો ?

ચંદા પાષાણની પ્રતિમા પેઠે કંઈ પણ હાલ્યા ચાલ્યા વગર બેસી રહી.

"કેમ બોલતાં નથી?"

ચંદા ઉપહાસ્ય કરી બોલી "સતીની જીત થઇછે."

"એ શું ?"

ચંદાએ પુનઃ એજ શબ્દોચ્ચાર કર્યો.

"આપનું કહેવું હું સમજી શકતો નથી."

"કામાન્ધ, ત્હને સમજવાનું પ્રયોજન પણ શું છે? તેં તો સર્વ ગુમાવ્યુંછે. નીચ કૃતઘ્ન તેં તારી કામવાસના તૃપ્ત કરવા તારા નીમકહલાલ અને ઉત્કૃષ્ટ સેવકનું ખૂન કરાવ્યુંછે. પાપી! હવે પશ્ચાત્તાપ કર! ક્ષત્રીય બાલા પોતાના સતિત્વનું રક્ષણ કરવાને શક્તિવાન થઈ છે. અને ત્હારા સર્વ વૈભવો નષ્ટ કરવાને વિજયવંત નીવડીછે.

"પાપિની! ત્હેં મ્હારૂં સુખ નષ્ટ કર્યું હાય! ત્હને કતલ કરૂં, ત્હારૂં મૃત શરીર કૂતરાને ખવડાવું, અને સંતુષ્ટ થાઉં."

"પાપી, ત્હારી નીચ વૃત્તિથી ત્હેં સર્વ ગુમાવ્યું છે. તું કંઈ કરી શકવાનો નથી. તું કંઈ પણ કરે તે પહેલાં હું આ કટારથી દેહાન્ત કરીશ, માતૃ ભૂમિને માટે મરીશ, અને ત્હારૂં પાપી હૃદય પશ્ચાતાપથી ભરાશે."

"હાય પાપિની, ત્હેં તો હદ કરી." થોડીવાર મૌન રહ્યો. પુનઃ બોલ્યો, "બસ મરણ કદી હિંમત હારે નહિ. યાદ રાખ કે ત્હારી બ્હેનને પકડીશ, મ્હારા પુત્ર સાથે પરણાવીશ, અને તેથી પણ સંતોષ પામીશ."

"પાપી, તું હવામાં કિલ્લા બાંધે છે, પણ પવનથી તે ક્યારના નાશ પામ્યાછે. મ્હારી બ્હેન સ્વર્ગમાં છે. ત્હેને તો મેં મારી પહેલાંજ મોકલી દીધી છે."

આ શબ્દો સાંભળી ખલીફ મૂર્છિત થઈ ભૂમિપર પડ્યો. ચંદાએ આ તકનો લાભ લઈ ત્હેનું ખુન કરવા ધાર્યું પણ વિચાર કર્યો કે પાપીને આટલી સજા બસ છે, રાજપુતો સ્વતંત્ર થયા હશે. બસ હવે મ્હારૂં જીવવું નિરર્થક છે. એમ ધારી પોતાના હાથમાંની કટાર પોતાના પેટમાં ભોંકી દીધી. અને અલ્પ કાળમાં આ અસાર સંસાર નો ત્યાગ કરી સ્વર્ગવાસીનિ થઈ.

અદ્યાપિ ત્હેણીનું નામ સ્ત્રિંધ ઇતિહાસમાં સોનેરી અક્ષરોએ કોતરાયલું રહ્યું છે.

ધન્ય છે! આર્યાવર્તની પવિત્ર બાળાઓને કે જેમના નામ સમગ્ર ભુમંડળમાં ગવાઈ રહ્યાંછે. પૃથ્વિના બીજા કોઈ ઇતિહાસમાંથી આવાં દ્રષ્ટાંતો ભાગ્યેજ મળી શકશે! વીર નારીઓ! હિંદુ બાલિકાઓ! સતિત્વ રક્ષા અને પવિત્રપણું એજ ત્હમારા જીવનનો ઉદ્દેશ છે! સતિત્વની રક્ષા કરો! અને પતિવૃતપણાથી જીવનકાણ્ડને દેદીપ્યમાન કરો!

---

# કથા ૯

---

## સદગુણી સ્ત્રીનો પતિ

---

गृहिणी सचिवः सखीमीथः।
प्रिय शिष्या ललिते कला विधौ ॥

સમય પ્રભાતનો હતો. આકાશ નારીએ તારાટપકી વાળું શ્યામ સાળુ ઉતારવા માંડયો હતો. નાટકમાં કાળો પડદો ઉપડે ને પાછળની લીલા દ્રશ્ય થાય તેમ અંધકાર ધીમે ધીમે અદ્રશ્ય થતાં સૃષ્ટિનું અલૌકિક સૌન્દર્ય દ્રશ્ય થતું હતું. પવન તરલ તરંગથી મંદ મંદ વ્હાતો જાણે ગાયન કરતો હોય એવો આભાસ થતો હતો.

એક બાજુ બરફ જેવા સફેદ નિર્મળ જલથી શોભતી નદી મંદ પણ નેત્ર પ્રિય ગતીથી ચાલી જતી હતી. પેલે કાંઠે ભેખડો, જંગલી વૃક્ષો અને તેથી દૂર ટેકરાઓની હારો હતી. આ કાંઠે પ્રકૃતી દેવીએ જાણે પોતાના વિહાર અર્થેજ લીલા સુકોમળ ઘાસની જાજમ પાથરી દીધી હોય ! સ્હામે વૃક્ષ ઘટામાં મીઠો કલરવ કરતા પક્ષીઓ ઉડા ઉડ કરી રહ્યાં હતાં. વિધવિધ પ્રકારના પક્ષીઓના વિવિધ શબ્દ, પવન લ્હેરીથી થતો વૃક્ષ પલ્લવોનો શબ્દ, અને સરિતાનો શાંત શબ્દ આ વખતે કુદરતે જાણે એક કરી દીધા હોય !

પ્રિય પાઠક ! પ્રાતઃકાલ અને વનસમૃદ્ધિનું પૂરેપુરૂં વર્ણન કરવા તો બાણ ભટ જેવો સમર્થ સૃષ્ટિ દ્રષ્ટા જોઇએ. મ્હારા જેવો ઉગતો લેખક એ દાવો કેમ કરી શકે ? તું. યથાશક્તિ આ મધુર કલ્પના કરીલે.!

એક મનુષ્યને જે વસ્તુ સર્વથા સુખદાતા થાયછે તેજ

વસ્તુ અન્યને દુઃખકર થઈ પડેછે. આવો રમ્ય દેશ પણ એક ભટકતા પ્રવાસીને અરમ્ય લાગેછે. નિશ્વાસ નાખતો, જરા સૃષ્ટિ-લીલા તરફ દ્રષ્ટિ કરતો હૃદયની વ્યથાથી આ ગાન ગાતો તે આ સ્થળેથી પસાર થતો હતો.

મુજ પ્રાણ પ્રિયે! લય ધામ તું એ![1]
નથિ તુજ વિના મન માનતું એ!
મુજ ચિત્તવને રમિ પોપટીએ,
મધુરૂં રટનારિ ગઈ ઉડિ એ.
હૃદયે રહિને, હૃદયે ગ્રહિને,
ગઈ ચાલિ મુને રડતો મુકિને;
જગમાં મુજ સાથ રમી ભટકી,
ગઈ એકલી, ક્રૂર! તું ક્યાં સટકી?
નીરખી તું વિનાનું સઊ જગ આ,
ફટકી મુજ જીવ ગયોજ પ્રિયા!
ગઈ તું પણ પ્રાણ ન છુટ ગયા,
ખટકે મન કંટક એજ સદા!

પ્રવાસીના મુખપર ઉદાસીનતાની છાયા જણાતી હતી. હાથ, પગ મુખ રેતીથી છવાઇ ગયાં હતાં. ત્હેને કેવા પ્રકારનું દુઃખ હશે એ ગાયનપરથી સમજાયછે.

---

[1] સ્નેહમુદ્રા.

ગાયન સમાપ્ત થતાં, જીજ્ઞાસા, ભય, શોક ત્રુહના મુખે ચારે બાજુ જોવા લાગ્યો. દુનિયા એક વયરાનછે એ પ્રત્યક્ષ કરવા લાગ્યો.

'અહા હું એકલો દુનિયા બિયાબાનમાં સુનો ભટકું. ૧'

"એકલો" અને "સુનો" એ શબ્દો કંઈક અધીક હૃદય વ્યથાજનક બની ગયા.

"ઓ મનુષ્ય! મનુષ્ય! તું જો તો ખરો. કે! જેનાપર તું ફુલી રહ્યોછે જેની આશાએ તું અનેક અનેક આશારૂપી કિલ્લા બાંધેછે તે જીવન તો અનંત કાલરૂપી સમુદ્રમાં માત્ર એક બિન્દુ સમાનછે. જે સુખની સાથે ત્હારી પ્રીતિછે તે તો ઝાંઝવાના નીર સમાનછે. જેમ જેમ તું આગળ ધસેછે તેમ તેમ તે દૂર નાસેછે. ત્હારા ભાગ્યમાં તો દુઃખ-દુઃખને દુઃખજછે."

આ ઉદ્‍ગાર કરી, રેતાળ ભૂમિપર પગ પ્રસારી બેસી ગયો. વિચાર નિદ્રામાં આંખ મિંચાઈ. જરાવારમાં ઉઘડી. આશ્ચર્યથી ફરી આમતેમ જોવા લાગ્યો. **કયાં જવું સુખ કયાં શોધવું** એ ત્હેના પ્રધાન વિચારો હતા.

દ્રષ્ટિ જરા થડકી. આંખ જીજ્ઞાસાથી જોવા લાગી. દૂર એક મઢી જેવું જણાયું. શાંતિની ઈચ્છા રાખનાર પથીક

---

૧ સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઇ દ્વિવેદીના આત્મનિમજ્જનમાંથી.

ઉત્સાહથી ઉઠી તે તરફ ચાલ્યો. જેમ બને તેમ ઝડપથી ચાલતો તે મઢી પાસે આવી પ્હોંચ્યો.

મઢી અને આસપાસની વૃક્ષ, જલાશય આદિ સમૃદ્ધિ જોઈ તે શાંત થઈ ગયો. જીજ્ઞાસા રસ ત્હેના અંતરના અણું અણુંમાં દ્રવવા લાગ્યો. મઢીમાં એક કૃષ પણ પ્રતાપી શરીરવાળા યોગી શાંત સમાધિમાં બેઠા હતા.

પથીક પ્રીતિપૂર્વક પ્રણામ કરી, હાથ જોડી સ્હામે પડે:

થોડીવરે યોગીરાજ સમાધિ મુક્ત થયા. અને પથિક તરફ પોતાની શાંત નિર્મળ દ્રષ્ટિથી જોઈ રહ્યા.

પથિક ભાવથી મહાત્માને પગે પડયો.

"કલ્યાણ થાઓ" બન્ને હાથે આશીશ દેતા મહાત્મા બોલ્યા.

"વનની રેતીમાં ચાલવાથી, ત્હારૂં મુખ આ રેતી-વિભૂતીથીજ જાણે આચ્છાદિત થયું હોય! પણ એના એ મુંદર કાન્તિ ઝગકી રહીછે. દુઃખ અને થાકથી ઘણોજ શોષાયો જણાયછે તથાપિ વૈરાગ્યનું શાન્ત ઇશ્વરી તેજ પણ સાથેજ જોઉંછું. હે તાત! ત્હારૂં નિર્મળ મુખ જોઇ હું અતિ પ્રસન્ન થાઉંછું."

આ ભાવ-વચનો સાંભળી કયું હૃદય આનંદ પ્રફુલ્લિત નહિ થાય? પથીકના નેત્રો આનંદ અશ્રુથી ભરાઈ ગયાં.

આ દુઃખરૂપી રાત્રીમાં પણ તે સુખ-ચંદ્રનો શાન્ત પ્રકાશ જોઈ રહ્યો.

"ચાલવાથી-થાકથી ક્ષુધા તૃષા લાગી હશે." યોગી બોલ્યા.

"તે આપના દર્શનરૂપી પ્રાસાદીથી અદ્રશ્ય થઇછે. હે પ્રભુ, મ્હને શાન્તિનો માર્ગ બતાવો. આ અમરારણ્યની મહા રાત્રી [illegible] અજ્ઞાનતાથી ભૂલી ભમનાર પ્રવાસીને માર્ગ બ[illegible]."

"અસત્ય સ્વાર્થી જગતના સ્વાર્થનું પૂર્ણ નિરીક્ષણ કરી, ત્યાગવા યોગ્ય સંસારનો મ્હેં ત્યાગ કર્યોછે. પણ એ દુઃખમાં રીબતા મનુષ્યોને સુખમાર્ગ બતાવવા આ હૃદય દયાહીન નથી. હે ભાઈ, આ મઠીમાં અને વનમાં જે કંઈ છે તેનો સુખે ઉપભોગ કર. હરિભજન એ ત્હને કંઈક શાન્તિ મળશે. સ્નાનાદિ નિત્યકર્મ કરી તું ભોજન કરીલે. કાલે મ્હને ત્હારૂં વૃતાન્ત કહેજે."

યોગીની આજ્ઞાનું પાલન કરવા પથીક તરતજ સજ્જ થયો.

## ૨

પ્રિય પાઠક તું નિરાશ ના થતો. ત્હને કાલ સુધી રાહ જોવાની આવશ્યકતા નથી. ચાલ હું ત્હને એ પથીકનું વૃતાન્ત કહું.

આ પતીનું નામ કેશવલાલ હતું. ગુજરાતી ગ્રંથ એ ત્હેણે અંગ્રેજીનો અભ્યાસ કર્યો હતો; પણ દુઃખીને સુખ ક્યાંથી?

બાળ લગ્નને પ્રતાપે, ઉમર તો હજી પંચ વીશની એ ન હતી વિદ્યાભ્યાસ પણ અપૂર્ણ હતો ત્યાં એ કન્યાઓનો બાપ થયો. માબાપ કરજ મૂકી સ્વર્ગવાસી થયા. દરેક તરફથી દુઃખ વૃષ્ટિ થવા લાગી. બુદ્ધિ મુંઝાઈ ગઈ.

આખો દિવસ કામ કરનાર મનુષ્યને શાન્તિની આવશ્યકતા હોય એ સ્વાભાવિક છે. તથાપિ હિન્દુઓમાં એવું કોઈકજ ઘર હશે જ્યાં થાકેલાને વિશ્રાન્તી મલે. બાકી તો તેના થાક ને ચિંતામાં વૃદ્ધિ કરનારા અનેક કારણો સંગ્રહી જ મૂક્યાં હોય! કેશવલાલ ને ગમે તેવું દુઃખ હતું પણ ઘરમાં શાન્તિ મળતી ત્હેની પત્નિ યશોદા સ્વભાવે સુશીલ, પતિવૃતા, પતિના સુખમાં સુખ ને દુઃખમાં દુઃખ માનનારી હતી. પતિના મનોભાવ પારખવામાં ચતુર હતી. તેમજ એ મનોભાવોને યોગ્ય માર્ગ બતાવવામાં પણ કુશળ હતી. કોઈપણ દિવસ પતિની ચિંતામાં વૃદ્ધિ કરનાર સાધન ન્હોતી શોધતી. પોતાનું પલ્લું વેંચી ધન પતિ પાસે મૂક્યું. આવી સુશીલ રંક ભાર્યાના પલ્લાનું ધન લેવા દિલગીર હોવા છતાં કરજદારોના મેણાના દુઃખે તે ધન લેવડાવ્યું પણ પૂરું તો ન થયું.

અંતે આફ્રીકા જેવા દૂર દેશની નોકરી શોધી. કરજદારોના દુઃખથી બચવા અને ધન પ્રાપ્તિ અર્થે તે સાનંદ સ્વીકારી. પત્નિએ આનંદથી સંમતિ આપી. પત્નિ અને કન્યા-બાલકોના અસહ્ય વિયોગ સમયે કેશવલાલના નેત્રો સજળ થઈ ગયાં, પણ બીજો માર્ગ ન હતો. આફ્રીકામાં ગયો. પણ,

અભાગીયા તું જઇશમાં રહેજે ત્હારા ભારમાં,
તું જઇશ વહાણમાં તો હું આવીશ તારમાં.

એ કથા અનુસાર તેનું પણ થયુ.

અભાગીયો જો ખેતી કરે, બળદ મરે કાં દુગ ઝુરે. જતાં વેતજ હવા ઠીક ન લાગવાથી બીમાર પડયો.

બીમારીના સમાચાર સાંભળી ગૃહિણી ચોંકી. સ્ત્રીની સહૃદયતા એ ત્હેને ઘણીજ ચિંતાતૂર કરી. કુટુંબ વ્યવસ્થા કરવાની પણ જરૂર હતી; ઘરમાં તો એક પાઈ ન હતી જેનું અન્ન ખરીદે. કંઈ વેચવા જેવું હતું તે વેચ્યું, પણ આમ કેટલા દિવસ ચાલે? ઘરની લાજ ઉઘાડવી તો આર્ય સન્નારી માટે મૃત્યુથી પણ અધિક દુઃખપ્રદ લાગ્યું.

સુખના શોધનાર ને તે કોઈ પણ સ્થાનેથી મળે છે. યશોદા ભરત કામ સારી રીતે જાણતી હતી. કોઈ પરોપકારી પડોસીએ ત્હેને કેટલાક ઉત્તમોત્તમ ભરતના નમૂના

મુબાંઈ પ્રદર્શનમાં મોકલવાની સલાહ આપી. રાત દિવસ મહેનત કરી ભરત કામમાં ઇચ્છિત વિકાસ કરી નમુના મોકલ્યા. ઇશ્વરે મહેનતનો બદલો આપ્યો. કોઈ ઉદાર પૂરૂષ તરફથી પચાસ રૂપિયાનું ઈનામ મળ્યું. અને તેજ દિવસે ત્હેના સુખનો સૂર્ય ઉગ્યો.

ચતૂર સ્ત્રીએ આ ધનનો બીજોજ ઉપયોગ કર્યો. પ્રદર્શનમાં દીઠેલા મોજા ગુંથવાના બે યંત્રો ખરીદ્યા. પોતાનું કોટડી જેવું ઘર છોડી એક સારૂં મકાન ભાડે લીધું.

પાશ્ચાત્ય દેશોમાં પ્રત્યેક ધંધામાં સ્ત્રીઓ ભાગ લે છે. અને સંસાર વ્યવ્હાર, ધંધાં રોજગારમાં પૂરૂષોપર ભાર રૂપ ન થતાં ત્હેમને અનેકધા મદદ કરેછે. આર્ય સ્ત્રીઓની સાંપ્રત સ્થિતિ તપાસતાં એ અસંભવિત જેવું જણાયછે તથાપિ કાળની કિંમત ન સમજનારી, પોતાનો ઘણો ખરો વખત નિંદામાંજ ગુમાવનારી સ્ત્રીઓ જો ઘરમાં થઈ શકે એવા કોઈ ઉદ્યોગમાં કાળ ગુજારે તો અવશ્ય લાભ થાય. આ વિચારથી યશોદાએ એક ગૃહ-મંડળી સ્થાપી. ઘર કામથી પરવારી અનેક સ્ત્રીઓ આ મંડળમાં આવતી. નિંદા કરવાનો કાલ આનંદમાં જતો; અનેક ભિન્ન વિચાર વાળી સ્ત્રીઓ એકઠી મળી વિચાર વિનીમય કરી શકતી, તેમ અનેક પ્રકારના નવા જૂના ગૃહ ઉદ્યોગો કરી શકતી,

કોઈ ભરત કામ, કોઈ ગૂંથણુ કામ, કોઈ વણાટના કામમાં પ્રવૃત થતી.

ડોશી શાસ્ત્રીની અભ્યાસીનિ સ્ત્રીઓએ પ્રથમ તો ખૂબ પોકાર કર્યો, અનેક આક્ષેપો કર્યા, પણ અંતે સૌ શાન્ત થયું આ ગૃહ મંડલીની વ્યવસ્થા એક મ્હોટા સ્ત્રી કાર્ય–સ્થાનમાં ફેરવાઇ ગઈ, અને અનેક પ્રકારની કારીગીરી થવા લાગી. દેશમાં સ્વદેશી વસ્તુઓની પ્રીતિને લીધે ઉઠાવ પણ ઠીક થતો.

આફ્રીકામાં કેશવલાલનું આરોગ્ય પણ સુધરવા માંડ્યું આવક વૃદ્ધિ પામી. પત્નિના આ સ્તુત્ય કાર્યના સમાચાર સાંભળી ત્હેનું મન કેવું હર્ષ પ્રફુલ્લિત થયું હશે, એની કલ્પના કરવી અશક્ય છે. તે શીઘ્રજ સ્વદેશમાં આવ્યો.

કરજ ગયું, દુઃખ ગયું, પતિ, પત્નિ અને પુત્રીઓ આનંદથી રહેવા લાગ્યાં. પણ રે જગત્! જગત્! ત્હારામાં સુખછેજ ક્યાં? યશોદાને પ્લેગ થયો અનેક ઉપચારો કર્યા છતાં દુષ્ટ દૈવે આખરે ત્હેને લઈ લીધી.

જે લોકો એક વખતે કેશવલાલને 'કેશા કેશા' કહેતા, તેની સ્હામું જોતાં પણ અચકાતા, અનેક પ્રકારે તેની લાજ લુંટવામાંજ આનંદ માનતા, તેજ લોકો કેશવના ધન બલ પાસે દીન થઈ ત્હેને ફરી પરણવા આગ્રહ કરવા લાગ્યા.

સંસારનો સ્વાર્થ અને નિઃસારતા જોઈ કેશવલાલ ઉદાસ થયો. ધનની વ્યવસ્થા કરી નાંખી. પુત્રોઓ માટે પૂરતા સાધનો રાખી ચાલ્યો ગયો.

યશોદાએ સ્થાપેલું કાર્ય સ્થાન હજી ચાલેછે.

નારી! નારી! અબલા યશોદા પણ પોતાની સ્થિતિ સુધારવામાં, પતિને દરેક પ્રકારે મદદ કરવામાં, કેટલું કેટલું કરી શકી? ભારત વર્ષમાં આજે એવી સન્નારીઓની આવશ્યકતા છે જેઓ પોતાની સાથે પોતાની બ્હેનોની ઉન્નતિ પણ સાધી શકે.

*As unto the bow the cord is*
*So unto the man is woman*
*Though she bends him, she obeys him,*
*Though she draws him yet she follows,*
*Useless each without the other.*

*LONGFELLOW.*



# કથા ૧૦

---

## મ્હારૂં કર્તવ્ય.

---

*Stern daughter of the voice of God*
*O Duty! if that name thou love*
*Who art a light to guide a rod*
*To check the erring and reprove.*
*Wordsworth's Ode to Duty.*

'શું? હું ત્હમને પ્રિય નથી?'

'તું મ્હને પ્રિયછે! પ્રાણથી પણ પ્રિય છે!!'

'તો હું ત્હમને પગે પડી કહુંછું કે એટલી અરજ, સ્વીકારો-નાશી જાઓ. ઝટ ઉઠો-મ્હારા પ્રાણ! હું ધ્રુજુંછું. બોલનાર અબલાનું શરીર ધ્રુજવા લાગ્યું. આવા ક્રૂર ના થાઓ!

"વ્હાલી નિસ્સા! તું મ્હને પ્રિયછે પણ ત્હારાથી પણ પ્રિય મ્હારી ફરજછે અને તે મ્હને નાશી જવા ના કહેછે. આ વાકયો બોલતાં મ્હારા શરીરના અણું અણુંમાં દૃઢતાના સત્વોનું બળ જામેછે."

"શું કાફરોને માટે પોતાનો જીવ જોખમમાં નાંખવો એ ત્હમારી ફરજછે?"

"હા એજ મ્હારી ફરજ છે. નિસ્સા! પ્રિય નિસ્સા! તું કાફર શબ્દ કેમ બોલેછે? મ્હારી નજરમાં કાફર કોઇ નથી. મ્હારો ધર્મ ભિન્નછે. સત્યતા, પ્રમાણીકતા, બ્રહ્મચર્ય, નિર્લોભ, ઉદારતા, એ નીતિના સર્વ માન્ય સિદ્ધાન્તોનેજ હું માનુંછું. એજ મ્હારો ધર્મછે. કહે વ્હાલી નિસ્સા! એ ધર્મ માનનારા કોને કાફર કહે?"

પણ એથી ત્હમે ત્હમારા જાતિ ભાઇઓનો ખોફ વ્હોરી લ્યોછો."

"સત્યતાનું રક્ષણ કરતાં અસત્યતાનો ખોફ વ્હોરી લેવો એમાં ચિંતા નથી. પ્રિય નિસ્સા, ત્હારો પિતા અને પાદશાહ જે વિચાર હમણા કરેછે તે જો આગળથી કર્યો હોત તો આવું ન થાત. અમલદાર પ્રજા માટેજ પગાર ખાયછે. અને રાજા પ્રજા બન્નેના હક સંભાળવા, તે ન્યાયાધીશ છે."

આટલું બોલ્યો ત્યાંતો અબલાએ ચીસ પાડી. "ઉઠો ઉઠો કમાલ, ઉઠો હું ત્હમારી એ પ્રીક્ષસુરી સાંભળવા નથી ઇચ્છતી. મ્હારી ખાતર કે પાક પયગંબરની ખાતર હું ત્હમને કહુંછું કે નાશી જાઓ. નવાબના અશ્વારોના ઘોડાનો અવાજ થાયછે." અબલાના નેત્રોમાંથી અશ્રુની ધારા ચાલી રહી. ફાટેલાં નેત્રો ગભરાટમાં આમતેમ જોવા લાગ્યાં. દીન મુખે હાથ જોડી કમાલના પગપર પડી.

અબલાના વિલાપથી સખ્ત હૃદય પણ ભેદાયું. મુખ પર દયાની છાયા પડી રહી. હાથ વતી કોમલાંગીને ઉઠાડી આસને બેસાડી. થડથડ કરતા અશ્વારો દ્વારપર આવી ઉભા. બેત્રણ ભાલાવાળા સિપાહીઓ અંદર દાખલ થયા.

"કયાંછે ચોર કમાલ ?" તે પૈકિ એક બોલ્યો.

"ચોર કમાલ નથી. ધર્મભક્ત કમાલ આ રહ્યો." કમાલખાને હિંમતથી ઉત્તર આપ્યો.

'ચાલો પકડો આને.' બોલનારે બીજા બે સિપાહીઓને કમાલને પકડવા આજ્ઞા કરી.

"આ લ્યો." એટલું કહી નવાબનો પરવાનો કમાલના હાથમાં મૂક્યો. કમાલ ઉત્કંઠા અને ધિક્કારની લાગણીથી પત્ર વાંચવા લાગ્યો.

પત્ર વાંચી ફેંકી દીધો. "પાદશાહ મ્હને લાલચ આપી"

પોતાની તરફેણમાં લેવા ચાહેછે, પણ જેને સત્યનારૂપી લાલચ લીધાછે તે આ તૃણવત્ લાલચો નહિં સ્વીકારે."

પત્ર લાવનાર તરફ જોઇ બોલ્યો, "ત્હમે ત્હમારૂં કામ કરો."

કમાલખાનને કાળાગૃહમાં લઈ જવામાં આવ્યો. નિરસા બેભાન પડી રહી.

૨

કમાલખાન વિહારપૂરના એક ધનવાન વ્યાપારી યુસફખાનનો પુત્ર હતો. યુસફખાન વ્યાપારી તેમજ મુત્સદ્દી પણ હતો. વિહારપૂરના નવાબ મૌલાખાનના દરબારમાં ત્હેનું સારૂં ચાલતું. કમાલ નાનપણની લ્હાડમાં ઉછરેલો હતો. તેના નિશ્ચિંત યૌવને પણ એવી ગતિ કરી કે જોનાર એમ જ કહેતા કે આ પિતાનું ધન ફુંકી દેશે.

રાજ્ય મુસલમાની હતું તથાપિ હિન્દુઓનું બળ સારૂં હતું. રાજ્યમાં પણ ત્હેમની વગ હતી. આ બળ દાબી દેવા વજીર કુતુબુદ્દિન અને કેટલાક મુસલમાનો હમેશા પ્રયત્ન કરતા હતા. નવાબે પણ ત્હેમનો પક્ષ સ્વીકાર્યો. આ લોકોએ કમાલખાનને પણ પોતાના પક્ષમાં લેવા વિચાર કર્યો. લાલચ તરીકે ત્હેને વિહારપૂરમાં એક અમલદારનો હોદ્દો આપ્યો. એશઆરામમાં રહેનાર વિવિધ પ્રકારના અલંકારો ધારણ કરી રાજપુત્ર જેવો દમામ રાખનાર તદન સાદો થઈ ગયો.

પોષાક, વાણી, ચાલ ચલણમાં સાદાઈ વ્યાપી રહી. પોતાની જવાબદારી અને તે કેમ નીતિને માર્ગે ઉતરે એનોજ વિચાર કરવા લાગ્યો.

વિધવિધ ધર્મોના અમુક સિદ્ધાન્તો-ઉપાસના આદિ ભિન્નછે તથાપિ નીતિના સિદ્ધાન્તો તો સર્વદેશીય છે. એ સિદ્ધાન્તો રાજ કરતી પ્રજા અને જીતાયલી પ્રજાના હકો ભિન્ન નથી સમજતા. ઇશ્વર જગતનો પિતાછે અને જગતજનો સૌ ભાઇઓછે. આમાં અધિકાર પ્રમાણે હક મળવા એજ ધર્મછે. અમુક નોકરી માટે હિન્દુ યોગ્ય હોય ત્હેને ત્યજી અયોગ્ય મુસલમાનને ગોઠવવો એ અન્યાયજછે. આ વિચારથી ત્હેણે હિન્દુઓના અગ્રણીઓની એક સભા ભરી ને પોતાના હકો લેવા માટે ત્હેમને ઉશ્કેર્યા.

'આ શું ? જેને હિન્દુઓને દબાવવાજ અમલદારના જગ્યા આપી તે તો કાફર થઈ નીમકહરામ થાયછે.' કમાલની ઉક્ત ચર્ચા સાંભળી નવાબ બોલ્યો. રોગ અને શત્રુને પ્રથમથીજ દાબવો એ વ્યવ્હાર સિદ્ધાન્તને અનુસરી નવાબે તરતજ કમાલને પકડવાનો હુકમ કર્યો.

નિસ્સા વઝીર કુતુબુદ્દિનની એકની એક પુત્રી હતી. સ્ત્રીના સદ્‌ગુણો-વિનય-વિવેક, નમ્રતા, મૃદુતા—આદિથી તે વિભૂષિત હતી. કુતબુદ્દિન અને યુસફખાનનો સારો

સંબંધ હોવાથી બાળપણથીજ કમાલને વજીરના ઘર સાથે સારો પરિચય હતો. નિરસા અને કમાલના મન બાળપણથીજ મળ્યાં હતાં. વય આવતાં તેમાં નૂતન પ્રકારની પ્રક્રિયા થઈ હતી. મીઠી હાસ્ય લહરીને સ્થાને લજ્જાની છાયા દ્રષ્ટિએ પડવા લાગી. વજીર ત્હેમનું લગ્ન કરવા ખુશી હતો.

કમાલ અમલદાર થયો. સત્તાએ ત્હેને કુબુદ્ધિનો વૈરી કર્યો. સુલતાને પણ ઘણો સમજાવ્યો, પરંતુ સત્ય પ્રેમી કમાલ ન સમજ્યો. આખરે કમાલને કારાગૃહમાં મોકલવાનો હુકમ થયો.

ચતુર નિરસાને આ વાર્તા વિદિત થતાં તરતજ કમાલ પાસે ગઈ. પાઠક જાણતા હશે કે કમાલને સમજાવવામાં ત્હેણે બાકી ન રાખી ને એજ ભયમાં તે બેશુદ્ધ થઇ પડી. કમાલને કેદ કરી લઈ જનાર સિપાહીઓએ ત્હેને ઓળખી ગાડીમાં બેસાડી વજીરને ઘેર લઇ ગયા.

## ૩

અંધકારના કાળા પડદાએ સૃષ્ટિ–નાટકને પોતાના અંતરમાં સમાવી દીધું હતું. પવન પણ ભયઃપ્રદ શબ્દ કરી રહ્યો હતો. વૃક્ષ પલ્લવોનો ધ્વનિ એ ભયમાં વૃદ્ધિ કરતો હતો. કમાલ કાળાગૃહની કોટડીમાં ભયંકર સ્વપ્ના જોતો સૂતો હતો. કોટડી પાસે પાંચ છ માણસ આવ્યા. આગળ

ચાલનારના હાથમાં દીપક હતો. "કમાલ ! કમાલ !" એક જણ કમાલને જગાડવા બોલ્યો. તે તરતજ જાગ્યો; આંખો ચોળી અજાયબીથી આવેલાઓ તરફ જોઇ રહ્યો.

"કમાલ ત્હારી મુક્તિનો વખત પાસેછે." એક જણ બોલ્યો.

"આમિન." કમાલે નમ્રતાથી કહ્યું.

"કમાલ હું નવાબછું. આજે હું જાતેજ આવ્યો છું, ત્હને સમજાવીને કહુંછું કે કાફરોનો પક્ષ છોડી દે."

"મ્હારી દ્રષ્ટિમાં કોઈ કાફર નથી ને હું કોઇનો પક્ષ કરતો નથી."

"તો તું કોઇનો પક્ષ ન કર. આરામમાં રહે."

"એ વિચાર મ્હારે જાતેજ કરવાનોછે."

"હા પણ ત્હારૂં દિલ ત્હને શું કહેછે ?"

"દિલ કહેછે તેજ કરીશ."

"કમાલ એક અબળાના નિસાસેજ ત્હને દુઃખી કર્યોછે. નિસ્સાએ ખાનપાન પણ ત્યજી દીધું છે. ત્હારાજ નામનું રટણ કરી નિસાસા નાંખ્યા કરેછે. અભાગિયા એક બાળાના દિલનું દર્દ તો જો. તેને માટે પણ ત્હારી [illegible] કે કાફરોનો પક્ષ છોડ."

ખુદાવિંદ ! જો નિસ્સા, મ્હને ખરા દિલથી [illegible] તો અમે મળશુંજ. બાકી ત્હમારી આવી [illegible]

સત્યનાના માર્ગપરથી નહિં ચળાવે. ફોકટ પ્રયત્ન ત્યજીદો.”

“શું.......ચલા........

નવાબના મુખમાંથી પૂરો શબ્દ ન નીકળ્યો ત્યાં તો બંદુકનો એક અવાજ થયો. નવાબના પાસવાનોમાંના એકની છાતીમાં ગોળી વાગી. એક પળમાંજ તે ઘાયલ થઈ પડયો.

નવાબ અને ત્હેની સાથેના માણસો આશ્ચર્ય ચક્તિ થઈ ગયા. તેઓ કંઈ પણ કરી શકે તે પહેલાં કેદખાનાની દિવાલપરથી કેટલાક કાળા પોષાકવાળા માણસો કૂદી આવ્યા અને તરતજ નવાબને પાસવાનો સાથે ઘેરી લીધો. કાળાગૃહની કોટડીના દ્વાર ભાંગી કમાલને મુક્ત કર્યો.

આવનારા પૈકિ એક આગળ વધી બોલ્યો, “કમાલખાન, નવાબ અમારા હાથમાંછે. ત્હમારી ઈચ્છા હોય તો હમણાજ ક્રૂર કૃત્યનું ફળ આપીએ.”

કમાલ–“પાપીને ત્હેના પાપની સઝા તો થાયજ પણ તે ખુદાના હાથમાં રહેવા દઈ બંદાએ તો મહેરબાનીજ રાખવી.”

નવાબના ટાંટીયા ધ્રુજવા લાગ્યા. જીવનના ભયમાં પડયો. એક જણ ત્હેનો હાથ મજબૂત પકડી બોલ્યો, “ઓ નીચ નવાબ હમણા ત્હારી ગરદન ઉડાવવા હું સમર્થછું. જેમ ચાલતું હતું તેમ ચાલવા દે. એજ ત્હારા રાજ્યમાં સંપ–શાન્તિ થવાનું કારણ થશે.

"ત્હમે........કહો........છો....તેમ કરીશ" નવાબ ગદ્ગદિત સ્વરે બોલ્યો. "હિન્દુઓના હક લૂટવા પ્રયત્ન નહિ કરૂં."

"યાદ રાખ વળી પણ એવોજ વખત આવશે-જો ભૂલ્યો તો"-હાથ મૂકી દીધો. એકજ પળમાં કાળા પોષાકવાળા લોકો અદ્રશ્ય થઈ ગયા.

**નીતિનો જય નીતિનો જય** એ પોકાર કેદખાનાની બ્હાર થઇ રહ્યો.

કમાલ પોતાની પદ્વિપર કાયમ રહ્યો અને દમામથી નિસ્સા સાથે લગ્ન થયું.

ગમે તેવી નિર્બળ-નિર્માલ્ય પ્રજા પણ એકત્ર થાય, પ્રયત્નવાન થાય, રાજાથી કે ત્હેના અમલદારોથી અસંતુષ્ટ થાય તો લાખો કે કરોડો મનુષ્યોના સૈન્યબલને એક પળમાં છિન્નભિન્ન કરવાને સમર્થ થાયછે. નવાબના જુલમથી કંટાળી હિન્દુઓએ એક છુપું મંડલ સ્થાપ્યું હતું અને ત્હેનું એજ કાર્ય હતું કે વિરોધી અમલદારોનો ધ્વંસ કરવો. આજે નવાબને પકડવાનો પ્રયત્ન સાધ્યો.

---

# કથા ૧૧

## મી. ગગન ભેદક.

એક સુંદર મહાલયના એક ન્હાના પણ સુશોભિત ખણ્ડમાં એક હીંચકાપર બે સુંદરીઓ ઝુલતી બેઠી હતી. એકના હાથમાં કંઇ પુસ્તક હતું, એક કવિતા ગાતી હતી. હીંચકાનો ધ્વનિ અને ગાયનધ્વનીનો કંઈક મિશ્રિત રમ્ય અવાજ થતો હતો.

ત્હેની ન્હાંખે આરામખુરશીપર બેઠેલો એક પૂરૂષ ચીરૂટના ધુમાડાના ગોટેગોટા કહાડતો હતો. ત્હેનો પોષાક આપણા આજના કહેવાતા સુધરેલાથી કોઈ પણ પ્રકારે ઉતરે એવો નહતો. ચીરૂટ પાન સમાપ્ત થતાં 'ગૂજરાતી' લઈ વાંચવા લાગ્યો. થોડુંક વાંચતાંજ હૃદયમાંની કંઈક ઊર્મિએ ભાષામાં વ્યક્તરૂપ લીધું. હવે આપણે ઇંગ્લંડને 'સરપ્રાઈઝીંગ આઇ'૧થી જોવું પડશે. પન્ડિત મોર્લી જેવા

---

૧ અજાયબ દ્રષ્ટિ.

'બ્રોડ માઈન્ડેડ[1] 'પોલીટીશીયન'[2] જ્યારે આ પ્રમાણે 'નેરોમા-ઈન્ડેડ[3] એંગ્લો ઇન્ડીઅન્સ'ના વિચારોને ટેકો આપે ત્યારે આ-પણી પણ ફરજ છે કે બનતું કરવું અને 'બેગીંગ' પોલીસી ને તજવી.

ટીનપાત્રરૂ બેઠેલી સ્ત્રીઓમાં એક બોલનાર મી. ગપાટા શંકર ઉર્ફે ગગનભેદકની પત્નિ લલિતા અને બીજી ત્હેના મિત્ર બાબુભાઈદાસ આપસુદાસ ઉંટાવળીઆની પત્નિ મીસીસ બાબુભાઈદાસ હતાં.

લલિતા ભણી તો કોણ જાણે કેટલું હશે પણ ફેશ-નમાં લાલનની પારસાણીઓને પણ ભૂલાવે એવી હતી. વર્તમાન પત્રો તથા માસિકો વાંચતી. કોઈ કોઈ વખતે પોતાના સુધરેલા પતિ સાથે રાજદ્વારી 'ડીબેટ'પમાં પણ ઉતરી પડતી. હરાણાનો પ્રસંગ પણ જવા ન દીધો.

લલિતા-'હો તે હો, પણ લાભ તો 'ઈન્ડીયનો'ના પૂરૂષાર્થ ના બદલામાંજ થશે.'

ગપાટા-'હજી સૂધી ત્હારી એ 'સ્ટુપીડીટી'[6] ન ગઈ શું પૂરૂષાર્થ કરે? અમારાં હથીયારો લઈ લીધાં. ઉદ્યોગોનું સત્યાનાશ વાળ્યું. વ્યાપાર પાયમાલ કર્યો.'

---

૧ ઉદાર દિલના. ૨ રાજદ્વારી. ૩ સંકુચિત મનના.
૪ અરજી કરવાની રીત. ૫ સંવાદ. ૬ મૂર્ખાઈ.

'સ્વદેશી વોલન્ટીયરી સ્થાપો; વિદ્વાનો ત્હેના અગ્રણીઓ થાવ. કસરત શાળાઓ રાખી કસરત શિખો—તન બળ મેળવો.'

'ઓ માઇડીયર ! ત્હને શું કહું ? પણ એમાં પૈસાનું કામછે! પૈસા કયાંછે? ત્હમારા ઉંચા ડ્રેસને બદલે કસરતના સાધનો લ્યો.'

'હા ! ત્હને પણ ચાલે, ખરૂં ?' બને ચુપ રહ્યા; પણ ગપાટાશંકરને વળી કંઈ માર્ગ જડ્યો. 'બળમેળવી શું કરીએ? અમને કયાંય યુદ્ધમાં જવુંછે? હાલ તો કલમનું રાજ્ય છે. સમજી ?'

લલિતા શાન્ત થઈ. ગગન ભેદકટોપી પ્હેરી ચાલતો થયો.

कोटश्च पाटलुनश्च मुखे चिरुट मेवच ।
केपबूट समायुक्तो जेन्टलमेनेति कथ्यते ॥

આ મંડળ જોતાં ઉક્ત શ્લોક યાદ આવતો હતો. મંડળ સ્થાન—સોસાયટી હોલમાં ફર્નિચર પણ ચાર હજારનું હશે.

આ મુંબઈના કહેવાતા વિદ્વાનોનું એક શોધક મંડળ હતું, એટલે મેમ્બરો પણ મીસ્ટરોજ હતા. આજે ત્હેમની અઠવાડિક બેઠક હતી.

ઘડીયાળમાં નવનો ટકોરો થતાં પ્રમુખ મી. મખીમાર સી. બી. ડી. કે. પી. ટી. વિગેરે વિગેરેએ પોતાનું સ્થાન લઈ ભાષણ આરંભ્યું. "મ્હારે કહેવું જોઇએ કે રાષ્ટ્રમાં. 'નેશન'માં જે જે સાધનો જોઇએ તે સર્વ સાધનોની આપણે ઘણી જરૂરછે, એટલે આપણા જેવા વિદ્વાનોએ 'સાયન્સ' 'એસ્ટ્રોલોજી' 'લોજીક' 'એન્જીયરીંગ' આદિ કળાઓમાં પ્રવીણ થવાની ઘણી જરૂરછે. એકતો આપણા હજારો અંગ્રેજી ભણેલાઓમાંથી આપણા જેવા વિદ્વાન નરરત્નો ગણ્યા ગાંઠ્યા જ મળે અને તે પણ જો વિશિષ્ઠદ્વૈતને કૈવલાદ્વૈતમાંજ કાળ ગાળે તો દેશનું દુર્ભાગ્યજ સમજવું." તાળીઓના ગડગડાટ વચ્ચે જગ્યા લીધી.

પાટલુનના ગજવામાંથી રૂમાલ કહાડી નાક સાફ કરતા મી. રફમચંદ્ર અજબલાલ મસાણી બોલ્યા, 'સાહિત્યનેજ મ્હેં મ્હારૂં જીવન આપ્યુંછે. કાવ્ય એ મ્હારો પ્રિય વિષય છે. ત્હમે કદાચ પ્રશ્ન કરશો કે ગૂજરાતી કાવ્ય ભંડારમાં મ્હેં કંઈ વૃદ્ધિ કરી નથી ત્હેનું શું કારણ ? તે પણ જુઓ. અંગ્રેજીમાં, શેકસ્પીયર, મિલ્ટન, પોપ, સ્કૉટ, ટેનીસન, વર્ડઝ વર્થ, શેલી, ગોલ્ડસ્મિથ આદિના કાવ્યો મ્હેં સારી રીતે જોયાં છે. તેમજ ગૂજરાતીમાં પણ નરસિંહ મહેતાથી તે સાંપ્રત કવિઓ, નરસિંહરાવ, બલવંતરાય, ન્હાનાલાલ, લલિત, ખબરદાર વિગેરેના કાવ્યો મ્હેં વાંચ્યાછે. હું દરેક વિષય

પર કાવ્ય લખવા સમર્થ છું એમ સ્વમુખે કહું તો એ ઠું નથી, પણ લખાઈ ગયેલો વિષય ફરી લખવો એ નિર્લજ્જતાજ છે. ભકિતનો વિષય તો પ્રાચીન કવિઓએજ સમાપ્ત કર્યો. પ્રેમ–શૌર્ય, સ્વદેશ ભકિત વિશે નર્મદે શું નથી લખ્યું ? શ્રૃંગારમાં પ્રેમાનંદે બાકી રાખ્યું તે હરિલાલ, નથુરામ વિગેરે એ સમાપ્ત કર્યું. પાશ્ચાત્ય સંસ્કૃતિના કાવ્યો નરસિંહરાવે લખી નાંખ્યા. સંસ્કૃત અને ઇંગ્રેજીના મિશ્રણ રસિક કાવ્યો ગોવર્ધનરામે લીધા. ફારસી મસ્તી બાલાશંકર, મણિલાલ અને કલાપીએ લઈ લીધી. હવે વિચારો મિત્રો કે હું શું ઉમેરૂં ?' નિશ્વાસ નાંખી બેઠા

'મ્હારો વૃતાન્ત પણ એવોજ છે.' મી. ખટપટીયાદાસ બોલ્યા. ખગોળવિદ્યાની શોધમાં મ્હેં કંઈ થોડું નથી કર્યું. હું હમણા મંગલગૃહને પૃથ્વીના સંબધની શોધ ખોળ કરતો હતો. ફતેહ પણ મેળવીને જાહેર કરવાનો હતો, પણ પ્રોફેસર મોર્શાએ એ વાત બ્હાર પાડી મ્હારી મ્હેનતપર પાણી ફેરવ્યું છે."

"માણસ જનમતાંજ પોતાની સાથે કંઈક નવું લાવે છે." મી. અકડદાસ બોલ્યા. 'મ્હે શાસ્ત્રોની શોધમાં તથા અધ્યનમાંજ ઘણો વખત ગાળ્યોછે અને તમે જાણોછો તેમ આપણા શાસ્ત્રકારોએ કોઈ પણ શાસ્ત્રીય વિષય બાકી નથી રાખ્યો; તથાપિ મ્હેં ત્રણ ગ્રંથો લખ્યાછે. જેના નામ આ-

ષવાની જરૂર નથી કે, કંટકચૂર્ણ પુરાણ, ચર્મોપનિષદ્ અને એનકુક સંહિતા છે."

અન્તે તાળીઓના ગડગડાટ વચે પ્રમુખ સાહેબ ઉઠયા. 'ખરેખર આપણા લોકોની વાયકા ખરીછે કે આપણે કમ-બખત કલજુગમાંજ જન્મ્યા છિએ. આપણે એવા વખતમાં જનમ્યા છિએ કે જ્યારે કરવાનું તો બધું થઇ ગયું. આપણે શોધકખરા પણ શોધવાનું રહ્યું છે શું? પણ 'God helps those who help themselves' જ્યાં માર્ગ ન હોય ત્યાં પણ શોધવાથી જડે. પૃથ્વી-રસાયણનીતો સર્વ શોધો થઈ છે પણ આકાશની એકે શોધ નથી થઈ. અને આકાશની અંદર જરૂર કંઈ હશે તો ખરૂં!'

'બેશક! બેશક! અલબત?' ના પોકારો થઈ રહ્યા.

આપના તરફથી મ્હારી આ અપૂર્વ શોધને અનુમોદન મલેછે એ જોઈ હું ખુશી થાઉંછું. હવે બલુન્સ તૈયાર કરવા, આકાશ ભેદવાના હથીયારો લેવા તથા કોણે જવું એ વિચાર આગળ ઉપર કરીશું.

હીસ હીસ હુરે—હીપ હીપ હુરેરેરેરેના પોકારો વચે સભા બરખાસ્ત થઇ.

૩

મી૦ ગપાટા શંકર પણ એક સભાસદ હતા. સભા સાડા અગીયારે વિસર્જન થઈ. ગપાટાશંકર તરંગ ને તરંગ

માં ગાયન કરતા કાલબાદેવી રસ્તાપરથી પસાર થતો હતો. રાત્રી અંધારી હતી છતાં મુંબાઈની વિજલીક રોશની પોતાના બળથી અંધકારને દૂર કરવા શકિતવાન હતી. પહેરાવાળા સીપાઈ દાદાઓ ખૂણે ખાંચરે નિદ્રા કરતા હતા.

આખરે મી૦ ભેદકનું ઘર આવ્યું. માળાગા દાખલ થયો. સીડીપર પગ મૂકતાંજ ઉપર કંઇ ખખડાટ સંભળાયો. પગ ત્યાંજ રહ્યા, શરીર ધ્રુજવા માંડયું, છાતી ધબકવા લાગી, મગજ વિચાર શૂન્ય થઈ ગયું. જીજ્ઞાસા અને ભયથી દ્રવતી દ્રષ્ટિ ઉપર ગઇ. ગ્યેસ લાઇટથી દેખાયું કે ઉપર બે કદાવર ભયંકર દેખાવના માણસો હતા. હૈયું હાથમાં ન રહ્યું. ચાલવાની શકિત ઉડી ગઈ. પાષાણની મૂર્તિ પેઠે ત્યાંજ ઉભો રહ્યો. રામોસી પણ ન હતો.

.... .... .... ....

ગપાટાશંકર મંડલમાં ગયો હોવાથી બારી ખુલી મૂકી હતી. બારીમાંથી પેસતા એક દીવાનખાનું હતું, તેમાં એક ગ્રામ્ય સ્ત્રી સૂતી હતી. બાજુવાળા ઓરડામાં લલિતાનું શય્યા સ્થાન હતું. ચોર ઘરમાં દાખલ થતાંજ દેશી સ્ત્રી જાગી, લલિતાને ઉઠાડી. લલિતા ચોકી ઉઠી; ભયંકર સમાચાર સાંભળી તે કંપવા લાગી.

દેશી સ્ત્રી હિંમતવાન હતી. તેણે ધીરજ આપી પણ લલિતાનું મન ઠેકાણે ન રહ્યું. ગ્રામ્ય–વૃદ્ધ–ચાકર–સ્ત્રી કહે-

શની બારીમાંથી કૂદી પાસેના ઘરવાળાને જગાડ્યા. નીચે જઈ રામોસાને જગાડી પોલીસ બોલાવવા મોકલ્યો. પોતે લલિતા પાસે આવી દ્વાર બંધ કરી બેસી ગઈ.

પંદર મિનિટમાં સીપાહીઓ આવી પ્હોંચ્યા. પોલીસ ને જોઈ ગભરાટા શંકરને પણ હિંમત આવી. ચોરો ચેત્યા; દાદરપરથી કૂદ્યા. એકજ મિનિટમાં દોડધામ થઈ રહી. એમાંથી એક તો સટકી ગયો. બીજો પકડાયો. મી૦ ભેદક પણ દોડધામમાં પડવાથી સુધરેલો ચોર ધારી પોલીસે પકડ્યો, થર થર ધ્રુજતો બોલી ન શકયો. આસપાસના લોકો આવ્યા ત્યારેજ કહ્યું, "હું તો ઘરનો માલેક છું."

"ત્હમે કયાં ગયા હતા?" કોન્સ્ટેબલે પૂછ્યું.

'અમારી શોધક સોસાયટીમાં.'

'Sorry indeed for your condition. તમારામાં એટલી પણ હિંમત નથી કે ચોરથી રક્ષણ કરી શકો."



## અગાઉથી આશ્રય આપનારા ગ્રાહકોના મુબારક નામ.

૫૧ શેઠ હરીદાસ રામદાસ.
૧૦ રા. લક્ષ્મીદાસ મુલજી
૧૦ ,, શીવજી કરસનજી.
૧૦ ,, કપુરચંદ જેઠાલાલ.
૫ ,, ધારસી દામજી
૫ ,, નેણુશી ચાંપશી.
૫ ,, પ્રાગજી ભવાનજી.
૫ ,, ખીમજી વીરજી
૫ ,, વીરજી વેરસી.
૫ ,, પ્રેમજી શંભુરામ.
૫ ,, ફુલચંદ મનસુખરામ
૫ ,, વેલજી દયારામ.
૫ ,, હેમનદાસ લા.
૫ ,, ગુલાબરાય ખ.
૩ ,, માધવજી વીશનજી
૨ ,, વીશનજી ગંગારામ.
૨ ,, રણછોડદાસ નરસીંહ
૨ ,, તુલશીદાસ મંગલજી
૨ ,, કરસનદાસ ભવાનજી
૧ ,, લાલચંદ પાનાચંદ.
૧ ,, ભગવાનજી નારાણ.
૧ ,, નરસિંહદાસ ખી.
૧ ,, તુલસીદાસ ગોવિન્દ.

૧ રા. મોહન બેચર
૧ ,, મુરલીધર પરષોતમ
૧ ,, જેશંકર દેવરામ.
૧ ,, કુંવરજી ગનજી
૧ ,, વેલજી લાલજી રઢ
૧ ,, જીવા મેઘજી.
૧ ,, લાલ બહાદુર.
૧ ,, અબદુલ સતાર.
૧ ,, ભાણજી દેવરાજ.
૧ ,, વેલજી ધનજી.
૧ ,, આશારામ ગંગારામ
૧ ,, લવજી ભાણજી જોશી
૧ ,, ધાનસિંગ સોલંકી.
૧ ,, છગનલાલ ત્રંબોવન
૧ ,, કેશરજી રામજી
૧ ,, હંસરાજ અરજણ.
૧ ,, ડી. ટી. ચીત્રે.
૧ ,, સોની પરસોતમ ડા.
૧ ,, અંબારામ હીરજી.
૧ ,, મુલજી દયાલજી
૧ ,, ભવાન ધરમસી.
૧ ,, કલ્યાણજી માસ્તર.
૧ ,, મનજી દેવાણી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | રા. | કાનજી વિશ્રામ. | ૧ | રા. | ગોવીંદજી ગો. |
| ૧ | | ડુંગર જેઠાણી. | ૧ | | જોશી લક્ષ્મીદાસ ઉ. |
| ૧ | | શીવજી મુલચંદ. | ૧ | | કાનજી મોરારજી. |
| ૧ | | મુલજી દેવજી. | ૧ | | શીવજી ટોકરસી. |
| ૧ | | લાલજી આણંદજી. | ૧ | | જીવરાજ કાલીદાસ. |
| ૧ | | મેઘજી કેશવજી. | ૧ | | ખોજા બંધાલી મ. |
| ૧ | | લાલજી ભવાનજી. | ૧ | | મુલજી મુરારજી. |
| ૧ | | દામજી ઉમરસી. | ૧ | | હરિવલ્લભ છગનલાલ |
| ૧ | | નાગજી દેવચંદ. | ૧ | | પીરોજશાહ ડા. મી. |
| ૧ | | ખટાઉ પુરસોતમ. | ૧ | | મુળચંદ વખતચંદ |
| ૧ | | દુર્ગા શંકર. | ૧ | | કાનજી વાલજી. |
| ૧ | | વનેચંદ ખેતસી. | ૧ | | સોની દેવજી જેરામ |
| ૧ | | ઘેલાભાઈ તેજસી. | ૧ | | ,, દેવજી ખેચર |
| ૧ | | જેશંકર પીતાંબર. | ૧ | | જુઠા લીલા. |
| ૧ | | પોપટ પાનાચંદ. | ૧ | | મોરારજી રામજી |
| ૧ | | ભુધરદાસ ઉમરશી. | ૧ | | ઉમેદલાલ રણછોડ. |
| ૧ | | અરજણ મોનજી. | ૧ | | સોની મુલજી વા. |
| ૧ | | વીરજી તુલસીદાસ. | ૧ | | રૂગનાથ હંસરાજ |
| ૧ | | ખીમજી ભાણજી. | ૧ | | ડાહ્યા ખેરાજ. |
| ૧ | | મસુ દરજી. | ૧ | | કરસન રામજી. |
| ૧ | | સુખરામદાસ ધ. | ૧ | | આણંદજી રણછોડ. |
| ૧ | | ઉકામલ ઓઢામલ | ૧ | | નરભેરામ નારાણજી |
| ૧ | | રાયસી તલકસી. | ૧ | | રણછોડ વલારસી. |
| ૧ | | ઠાકરસી હંસરાજ. | ૧ | | રામજી ડાહ્યા |
| | | તેજસી રામજી. | ૧ | | ભગવાનજી ભીમજી |
| | | ખેતસી ઓધવજી. | ૧ | | શીવજી ગણેશ |

| | | | |
|---|---|---|---|
| ૧ | શેઠ ચીબાવન આગરવા | ૫ | શા. વશરામ ગીગનજી. |
| ૧ | સોની [illegible] જુડા | ૧ | [illegible] જુડા. |
| ૧ | વીરજી રતનશી | ૧ | [illegible] જશરાજ |
| ૧ | ભગવાનજી જેઠા | ૧ | પરશોતમ પીતાંબર |
| ૧ | રામજી નારાણ | ૧ | અંબાલાલ જ. |
| ૧ | [illegible] પરશોતમ | ૧ | કારા હંસરાજ |
| ૧ | રામજી આણંદજી | ૧ | વોરા તયબઅલી હુ. |
| ૧ | ગોચર જેઠા | ૧ | ગોલામ જાફર અ. |
| ૧ | નાગજી રાઘવજી | ૧ | ગોરીશંકર કેશવજી |
| ૧ | ખીમજી વિશરામ | ૧ | લાખા કારા |
| ૧ | કુરસન પ્રાગજી | ૧ | ભીમજી જેરામ. |
| ૧ | મીઠુ શામજી | ૧ | લાલજી કુંવરજી |

# आनंद—आश्रम.

એ નામનું માસિક પત્ર ગ્રાહકોની પૂર્ણ મદદ મળતાં **ફેબરવારી** માસમાં બહાર પડશે. જે સદ્‌ગ્રહસ્થોને નામ ભરાવવાની ઇચ્છા હોય ત્હેમણે નીચે દર્શાવેલ શિરનામે નામ ભરાવવાં. પત્ર વ્યહવાર પણ તેજ શિરનામે કરવો.

**ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કર.**

**ઠે૦ વૈદ્ય શાસ્ત્રી વાલજી લધારામ,**

ડેન્સો હોલ પાસે. કરાંચી.

આ પુસ્તક મળવાનાં ઠેકાણા,

કર્ત્તા પાસેથી અને 'સ્વદેશી' પ્રેસ બંદર રોડ કરાંચી,